# श्री सदुपदेशश्रेणी.

( सदुपदेश ३७ मो. )

—आषाढी [illegible]र्णिमामहोत्सव.

श्रीश्रेयस्साधकअधिकारिवर्ग ग्रंथावलि-ग्रन्थांक-८६.

—સંવત્ ૧૯૭૩ ના આષાઢ શુક્લ પૂર્ણિમાના ૧૦૭મા મહોત્વ નિમિત્ત—

# श्रीसद्उपदेश श्रेणी.

## सप्तत्रिंशातितम सत्उपदेश.

### વિષયાનુક્રમણિકા.



—પ્રવર્તક—

श्रीमद् उपेन्द्र भगवान्.

—વડોદરા.—


—પ્રસિદ્ધ કરનાર—

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ તરફથી

પુંજાલાલ મોહનલાલ શુક્લ.

* વડોદરા. *





પ્રત ૫૦૦. ઈ૦ સ૦ ૧૯૧૭. આવૃત્તિ ૧ લી.

શ્રી 'સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસ'માં શા. સાંકલચંદ હરિલાલે છાપ્યું.

પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.




मूल्य रू. ०-६-०.




# પ્રસ્તાવના.

---

સંવત ૧૯૭૩ના આષાઢ શુકલપક્ષ પૂર્ણિમાએ વડોદરામાં **શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો** ૧૦૭ મો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો, તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત ૧૯૭૩ આષાઢ.
શુકલપક્ષ ૧૫ બુધવાર.
વડોદરા.

**श्री श्रेयस्साधकअधिकारिवर्ग.**

॥ ॐ श्री ॥

# श्री सदुपदेशश्रेणी.

## सप्तत्रिंशतितम सदुपदेश.

### श्री विश्वंभरलिखित पत्रसंग्रह.

× × × વૃત્તિ હવે સમાધાનમાં રહેતી હશે. શ્રીઇષ્ટના સમાગમનું, જ્ઞાનનું અને સાધનોના અનુષ્ઠાનનું ફળ એ જ છે કે સર્વ પ્રસંગોમાં વૃત્તિ સમાધાનને સેવ્યા કરે. શ્રીઇષ્ટના આશ્રયવિનાના મનુષ્યો પણ પ્રતિકૂલ પ્રસંગો પ્રાપ્ત થયે વિકળતા સેવે અને સાધકો પણ તે પ્રમાણે વિકળ થાય તો શ્રીઇષ્ટના આશ્રયનું ફળ શું ?... માટે સાધકે તો ગમે તેવું દુઃસહ કષ્ટ આવે તો પણ વિકળતા જરા પણ સેવ્ય નથી. શ્રીઇષ્ટસ્મરણસહ પ્રસન્ન રહેશો.

× × × તાપ હવે અત્ર અધિક જણાવા લાગ્યો છે. તેમાં જંગલમાં અધિક હોય છે. આ પ્રકારની તિતિક્ષાનો યોગ આવવો એ પણ શ્રીઇષ્ટના અનુગ્રહનું જ ચિહ્ન છે....વિવિધ પ્રકૃતિનાં મનુષ્યોથી કામ પડે તેથી વિકળ થશો નહિં. જગત્‌નું સ્વરૂપ જ એવું છે. જે થાય છે તે ઇષ્ટેચ્છાથી ઠીક જ થાય છે એવો ભાવ રાખ્યા કરશો અને મનને ઇષ્ટ પરમાત્મામાં યથાવકાશ જોડતા કેવળ નિર્ભય અને નિઃશંક જીવન્મુક્તસમ રહેશો.

× × × વિવિધ વ્યવહારમાં અલિપ્ત વૃત્તિ રાખતા શ્રીઇષ્ટમહિમાને સ્મરતા સંતોષમાં રહેશો. આપણા સરખા શ્રીઇષ્ટના શરણુ પ્રાપ્ત સાધકોને દૃશ્યનો સંગ બાધ કરવા સમર્થ નથી; એવા નિશ્ચયસહ નિઃશંક અને નિર્ભય રહેશો. કર્તવ્યને સાધતા ફળમાત્રની સ્પૃહાથી રહિત રહેતા પ્રસન્ન રહેશો.

× × × દીર્ઘ કાળથી સેવેલી આશા ધારેલે સમયે ફલીભૂત ન થતાં પ્રાણીમાત્રને ખેદ થાય એમાં આશ્ચર્ય નથી. પરંતુ સદ્દ્-વિવેકી બુદ્ધિમાન્ પુરુષો આવે પ્રસંગે પ્રકટેલા ખેદને સદ્વિચારથી તત્કાળ નિવારી, વૃત્તિને સમાધાનમાં સ્થાપતા આનંદથી પોતાના કર્તવ્યમાં જોડાય છે. દીર્ઘ સમયથી તત્ત્વવિચારને સેવતા આપ સ-રખા સૂક્ષ્મ બુદ્ધિમાન્‌ને એ વાર્તા હવે અજાણી હોવી ઘટતી નથી કે આ જગત્‌માં દુઃખ મનુષ્યોનું જેવું અને જેટલું હિત કરે છે, તેવું અન્ય કોઇ કરતું નથી. અંતઃકરણની ઇષ્ટપરાયણ અથવા તત્ત્વ-પરાયણ સ્થિતિ એ જ વસ્તુવિચારથી આ જગત્‌માં સુખરૂપ સ્થિતિ છે. અન્ય સર્વ સ્થિતિઓ આ તત્ત્વવિચારવાળી સ્થિતિસાથે સર-ખાવતાં દુઃખરૂપ છે અને આ તત્ત્વવિચારવાળી સ્થિતિ જીવોને દુઃખો આવવાથી જેટલી વહેલી આવે છે તેવી સુખો આવવાથી કદી આવતી નથી એ સર્વને અનુભવસિદ્ધ છે. વ્યવહારમાં ઉંચી સ્થિતિ, એ કંઇ અંતઃકરણના ઉંચા સુખને પ્રકટાવનાર નથી, એ આપને વ્યવહારમાં ઉંચી સ્થિતિ પ્રાપ્ત હોવાથી, શાસ્ત્રથી અથવા અન્ય પાસેથી જાણીને જાણવાનું રહ્યું નથી પણ સ્વતઃસિદ્ધ છે. અંતઃકરણની ઉંચી સુખવાળી સ્થિતિ તો તત્ત્વવિચારવડે જ આવે છે. અને આ તત્ત્વવિચાર વૈરાગ્યદ્વારા દુઃખોવડે જ પ્રકટતો હોવાથી પરમાત્મા જેમના અંતઃકરણમાં પોતાનું સ્વરૂપ પ્રકટ કરવા ઇચ્છે છે તેમને અયોગ્ય જણાતાં દુઃખો એક પછી એક આપતા દૃષ્ટિએ આવે છે. જેમ દુઃખ આવવું એ પાપનું ફળ છે તેમ દુઃખ આવવું એ પરમાત્માના અનુગ્રહનું અથવા પુણ્યનું પણ ફળ છે. જે જે મનુષ્યોને દુઃખ એ પાપનું ફળ હોય છે તે તે મનુષ્યો દુઃખ આ-વતાં ઈશ્વરને ગાળો દે છે, સત્કર્મ તથા સત્ક્રિયાને નિંદે છે, અને પોતાના શુભ કર્તવ્યનો પરિત્યાગ કરે છે. પણ જે જે મનુષ્યોને દુઃખ આવતાં પરમાત્મામાં અધિક ભક્તિ પ્રકટે છે, સત્કર્મ તથા સત્ક્રિયામાં વિશેષ અભિરુચિ થાય છે, તથા તત્ત્વવિચારમાં પૂર્વના કરતાં વધારે દૃઢ સ્થિતિ થાય છે, તેમને દુઃખનું આવવું તે પાપનું ફળ નથી, પણ ઈશ્વરના અનુગ્રહનું તથા પુણ્યનું જ ફળ છે. આ-પના પ્રતિ ઘણા વખતથી ટકી રહેલું આ દુઃખ પણ આપની પર-માત્મામાં અધિક અધિક ભક્તિને વધારનાર તથા આપની તત્ત્વનિષ્ઠા દૃઢ કરનાર હોવાથી એ આપના પુણ્યનું તથા પરમાત્માના અનુગ્રહનું ફળ છે, એ આપ સરખા સદ્દ્વિચારવાન્‌ને અસ્પષ્ટ રહે એવો સંભવ નથી.

હજી પણ આપના તરફ દુઃખ સ્થિતિ કરીને રહ્યું છે તેથી એવું સ્પષ્ટ થાય છે કે આપની તત્ત્વવિચારમાં જેવી સ્થિતિ થવા પરમાત્મા ધારતા હશે તેવી નહિ થઈ હોય. સોની સોનાને ભઠ્ઠીમાં ત્યાં લગી રાખે છે કે જ્યાં સુધી સોનીના મનપસંદ તેનો મેલ કપાયો હોતો નથી, તેમ પરમાત્મા પણ પોતાના પ્રિય ભક્તોને ત્યાં લગી કસે છે કે જ્યાં લગી પોતાનો ધારેલો તત્ત્વવિચાર તેમનામાં પ્રકટ થયલો હોતો નથી. આમ હોવાથી આ પ્રાપ્ત દુઃખથી સત્વર છૂટવાનો સરલ ઉપાય આપને હવે એ જ છે કે પરમાત્મા જે તત્ત્વવિચાર આપના અંતઃકરણમાં આરૂઢ કરવા ઇચ્છે છે, તે વિચારને આપે આપની મેળે જ ધારણ કરી લેવો. તેમ કરતાં દુઃખને આપની પાસે રહેવાનું કશું પ્રયોજન ન રહેતાં, તે તત્કાળ આપનાથી નિવૃત્ત થશે.

જ્યારે આપણે દુઃખના વિચારો અધિક કર્યા કરીએ છીએ અને તેમને રાત્રિદિવસ સેવ્યા કરીએ છીએ ત્યારે દુઃખ જ આપણું ઉપાસ્ય થવાથી તેનો જ આપણને સાક્ષાત્કાર રહે છે, પરંતુ દુઃખ પ્રતીત થતાં છતાં પણ આપણે તેના તરફ દૃષ્ટિ ન નાખતાં કેવળ તત્ત્વના જ અર્થાત્ સુખના જ વિચારો કર્યા કરીએ છીએ ત્યારે દુઃખને આપણા તરફથી કશું પોષણ ન મળતાં જેમ જળ રેડ્યા વિના છોડ સુકાઇ જાય છે તેમ દુઃખ નાશ પામે છે. અને તત્ત્વવિચારો ચાલતા રહેવાથી આપણે આપણી ચારે બાજુએ સુખને જ જોઇએ છીએ, કારણ કે તત્ત્વ સુખમય છે, અને તેથી તત્ત્વવિચાર સર્વદા સુખને જ પ્રકટાવે છે.

આપ પણ જો તત્ત્વવિચારને વૃત્તિમાં હવે હરતાં ફરતાં આરૂઢ રાખશો તો આ દુઃખ અને એ વિનાનાં અજ્ઞાનપર્યંતનાં સર્વ દુઃખો જેમ સૂર્યના ઉગવાથી ઝાકળ ક્ષણમાં નાશ પામે છે, તેમ તત્કાળ નાશ પામવાનો સંભવ આવશે, એમાં જરા પણ સંશય નથી. આ તત્ત્વવિચારનું સ્વરૂપ આપના જાણવામાં છતાં સ્નેહભાવથી સૂક્ષ્મમાં પુનઃ અભ્યાસને માટે લખ્યું છે.

જ્યાં સુધી અતત્ત્વનું ચિંતન વૃત્તિમાં હોય છે ત્યાં સુધી તત્ત્વનું ચિંતન વૃત્તિ કરી શકતી નથી. તેથી તત્ત્વચિંતન કરનારે પ્રથમ અતત્ત્વનું ચિંતન વૃત્તિમાંથી કાઢવાનો તથા તે સાથે જ તત્ત્વચિંતન કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. પોતાના દુઃખનું ચિંતન કરવું, તેને વિષે વારંવાર વિચાર કરવા, તેના સ્વરૂપને પોતાની વૃત્તિમાં

વારંવાર રચીને જોયા કરવું. એ આપણા ચાલતા પ્રસંગમાં અતત્ત્વવિચાર છે. આવાં અતત્ત્વચિંતન કરીને પોતાને દુઃખભોગી તથા દુઃખી માનવા એ અતત્ત્વવિચારના વૃક્ષને જળ પાઇ મોટું કરવા બરાબર છે. તેથી કરીને સુખેચ્છક પુરુષે આ વિચારો ન કરતાં સર્વત્ર પરમ તત્ત્વ વિલસી રહ્યું છે, તે સુખસ્વરૂપ છે અને તેથી હું પણ તત્ત્વસ્વરૂપ છું, માટે હું પણ સુખી છું. મારામાં દુઃખનો સંભવ જ નથી, મને જે આ દુઃખ ઉભું થયેલું દેખાય છે તે મારા તેવા અતત્ત્વના વિચારથી જ દેખાય છે, સર્વત્ર વ્યાપી રહેલા તત્ત્વમાં દુઃખ એવી કોઇ વસ્તુ જ નથી—આ વિચારને પ્રત્યેક પ્રસંગે વૃત્તિમાં આરૂઢ રાખવો, અને તે વિચારમાં તન્મય થઇ જવું. જેમ રૂનો વેપાર કરનાર અમદાવાદમાં બેઠો બેઠો મુંબાઇમાં રૂની હજુરો ગાંસડીઓ જુએ છે તેમ દુઃખમાં બેઠાં બેઠાં સુખના વિચારો કરી મનવડે જયાં ત્યાં સુખને જોયા કરવું—આ પ્રકારનો અભ્યાસ પાડવો એનું નામ તત્ત્વવિચાર છે. આવો તત્ત્વવિચાર સેવાતાં અને દુઃખના અતત્ત્વવિચાર વૃત્તિમાંથી નીકળી જતાં સર્વત્ર સુખ જ દેખાય છે, એટલું જ નહિ પણ સ્થૂલરૂપે સુખ પ્રકટ થાય છે. આવો તત્ત્વવિચાર સાધવો આપ સરખા ઇષ્ટના અનુગ્રહપાત્ર સજ્જનને અસાધ્ય નથી. આપના સત્પુત્રને પરમાત્માએ મુક્ત કર્યા જ છે, તે મુક્ત જ છે, આ વિચારને આપ સેવ્યા કરશો અને બંધનમાં છે એ વિચારને સ્ફુરાવી તે વડે દુઃખી થશો નહિ. અને તે વિચારોને અંતઃકરણમાં અવકાશ આપશો નહિ તો આ વિચારનું બળ જામતાં પરમાત્માની ઇચ્છાથી આપ અલ્પ સમયમાં આપના ઇચ્છેલા ફળને અનુભવશો.

આપનામાં આ સદ્દવિચાર સ્ફુરો અને તદનુકૂલ આપના અંતઃકરણની સ્થિતિ થાઓ એ જ અત્ર સર્વની ઇચ્છા છે. શ્રીમદ્દ ઉપેન્દ્ર ભગવાન્ પણ આપના શ્રેયસ્‌ને ઇચ્છતા આપના સત્વર શુભ ભાવિને ચિંતે છે. કુશલતા લખતા રહેશો.

× × × પ્રિય ભાઇ ! આપણે પરસ્પર કોઇ પ્રસંગે મળવું થયું નથી તેથી તમે મને સાક્ષાત્ અનુભવથી ઓળખતા નથી, તેમ હું પણ તમને ઓળખતો નથી, પરંતુ અમારા આપ્ત વર્ગમાં પ્રમુખ, અત્યંત નિર્મળ અંતઃકરણવાળા તમારા પૂજ્ય પિતૃશ્રીના પરિચયથી તથા સ્નેહથી ઘણાં વર્ષથી વૃત્તિવડે હું તમને ઓળખું છું, તેમ જ તમે પણ તેવી રીતે મને ઓળખતાહોવા જોઇએ. તમારે ને

મારે આજ સુધી પત્ર વ્યવહારનો પ્રસંગ આવ્યો નથી. પરંતુ આજે પરમાત્માની ઇચ્છાથી તેવો યોગ આવ્યો છે. કોરોનેશન પ્રસંગે તમારા છુટકારાની સર્વ આશા રાખતા હતા અને તેથી તે સમય ઉપર તમારો મેળાપ થવા સર્વ ધારતા હતા પરંતુ પરમાત્માની કોઇ વિલક્ષણ હિતકર સત્તાથી તેવો યોગ બન્યો નથી. આથી હવે પત્ર દ્વારાએ તમારો સંબંધ સાંધવા આજે આ વૃત્તિ પ્રેરાઇ છે.

પ્રિય ભાઇ! જો કે તમારે ને અમારે સેંકડો ગાઉનું અંતર છે તો પણ અમારી વૃત્તિઓ જ્યારે તમારો વિચાર કરી તમારી સાથે જોડાય છે ત્યારે જેમ સૂર્ય કરોડો માઇલ દૂર છતાં પૃથ્વીના સર્વ પ્રાણીઓસાથે સંબંધવાળો હોય છે,તેમ આપણે થઇએ છીએ. અને તત્ત્વવિચારથી આ સંબંધનું યથાર્થ સ્વરૂપ જાણનારાઓને તો તમે અમારાથી દૂર નથી પણ તમારો અમારો નિત્ય સંબંધ થાય છે એમ ભાન થયા વિના રહેતું નથી આ સર્વ કહીને કહેવાનું તાત્પર્ય એ છે કે જો આ શરીરથી તમે, તમારા સંબંધીઓ તથા તમારામાં સ્નેહ રાખનાર અમે એક એકથી જુદા છીએ, અને સેંકડો ગાઉ દૂર હોઇએ એમ જણાય છે, તોપણ વૃત્તિવડે આપણે સર્વ દિવસમાં ને રાત્રિમાં અનેક વાર એક એકને મળીએ છીએ.

વૃત્તિવડે આપણો નિત્ય થતો આ સંબંધ ઘણા ઓછી મતેવાળા ધારે છે તેમ કલ્પિત અથવા મિથ્યા નથી પણ જેમ શરીરવડે આપણે એક એકને મળીએ છીએ તેવો જ આ સંબંધ પણ સાચો છે. અને ખરેખર બને જ છે.પરંતુ જેમ આપણી આંખો સૂક્ષ્મદર્શક યંત્રની મદદવિના પાણીમાં રહેલા પોરાને જોઇ શકતી નથી તેમ આવો સંબંધ નિત્ય થતાં છતાં પણ આપણું વગર કેળવાયલું મન તે સંબંધને અનુભવી શકતું નથી. અને આમ હોવાથી આપણને આપણા પ્રિય જનોનો સમાગમ નિત્ય થવા છતાં તથા જ્યારે ઇચ્છામાં આવે ત્યારે તેવો સમાગમ કરવાને આપણે સમર્થ છતાં પણ આપણે તેઓના વિયોગને માનીને મિથ્યા ઝુર્યા કરીએ છીએ તથા દુઃખી થઇએ છીએ. આ જણાવી આ સ્થળે જે તમને જણાવવાનું છે તે એ છે કે તમારો તથા અમારો સંબંધ વૃત્તિવડે નિત્ય થયા કરે છે અને એ સંબંધથી ઉપજનારૂં ફળ તમને તથા અમને મળ્યા કરે છે, પણ તેને તમે અભ્યાસવિના સ્પષ્ટ જોઇ શકતા નથી.

વૃત્તિઓના સંબંધને અનુભવવાની કળા કેટલાક અભ્યાસથી

સિદ્ધ થાય છે. અને આવો અભ્યાસ તમને પડે તથા તેનું ફળ તમને જણાય તો તમને પણ કેટલેક પ્રકારે સંતોષ થવાનો સંભવ આવે એમ ધારી એ અભ્યાસ કેવી રીતે થઇ શકે છે, એ તમને સ્પષ્ટ સમજાય માટે આ સાથે **अध्यात्मबलपोषक ग्रंथमालानो प्रथम अक्ष** એ નામનું એક પુસ્તક આજે તમારા પર મોકલ્યું છે. એ પુસ્તક તમે સ્થિર ચિત્તથી પહેલેથી તે છેડે સુધી વાંચી જશો અને એક વાર વાંચીને ઉંચું મુકશો નહિ, પણ એને વારંવાર વાંચી એના સિદ્ધાંતોને હૃદયમાં સમજીને ઉતારશો. એ બહુ સરલ રીતે લખાયલો છે તથાપિ કોઇ કોઇ બાબત તમને સમજવી કઠિન જણાય તો પણ થોડી વાર વિચાર કરશો તો આપોઆપ તેનો અર્થ તમને સ્પષ્ટ થશે. એમાં સવારે સાત વાગે લખેલી ક્રિયા તમે ખાસ આગ્રહથી કરજો. સાત વાગે તમારે નોકરી હોય અને વખત અનુકૂળ ન જણાય તો બરોબર બપોરે બાર વાગતાં કરજો. તે વખતે પણ અડચણ જેવું હોય તો જે વખત તમને અડચણવિનાનો હોય તે વખતે એ ક્રિયા કરજો, પણ સવારે જો અનુકૂળતા હોય તો તો સવારે જ કરજો. એ ક્રિયા કરવા માટે એક જગા મુકરર કરજો અને પછી દરરોજ તે જ જગાએ તે જ વખતે બેસજો. આજે એક જગાએ તો કાલે બીજી જગાએ એમ કરશો નહિ, તેમ વખતનો પણ ફેરફાર કરશો નહિ. આ ક્રિયા કરવાથી તમારા અંતઃકરણમાં અધિક શાંતિ થશે અને એ વિના પણ બીજા આધ્યાત્મિક લાભો થશે. વળી એથી તમારો સત્વર છુટકારો[1] થવામાં પણ તમને બહુ લાભ થશે, એ પુસ્તકમાં ક્રિયા પા કલાક કરવા લખી છે પણ જો તમને વધારે વખત હોય તો પા અથવા અર્ધો કલાક વધારે બેસજો અને એ વધારાના વખતમાં નેત્ર બંધ કરી હૃદયમાં જોઇને નીચે પ્રમાણે ક્રિયા કરજો:

પલાંઠી વાળીને ટટ્ટાર બેસજો. પછી ધીરે ધીરે ફેફસાં પૂરેપૂરાં ભરાય તે રીતે બંને નાકનાં છિદ્રથી વાયુ ભરજો. વાયુ ભરતી વખતે ‘હું’ એ શબ્દનો માનસિક ઉચ્ચાર કરજો અને વૃત્તિ તમારા હૃદ-

---

૧. આ પત્ર ઉક્ત પુરુષને તા. ૨–૨–૦૩ ને દિવસે લખ્યું હતું, તેમાં વર્ણેલી ક્રિયાના અભ્યાસથી ઇશ્વરાનુગ્રહ થતાં તા. ૧૪–૫–૦૩ ને દિવસે તે મુક્ત થયાના શુભ સમાચાર તેમના પિતાને તારથી મળ્યા હતા.

માં રહેલા ચૈતન્યસ્વરૂપમાં સ્થાપજો. પછી શ્વાસ ધીરે ધીરે બહાર કાઢજો અને તે કાઢતી વખતે 'મુક્ત છું,' એવો માનસિક ઉચ્ચાર કરજો. આવા પચાસ શ્વાસ લેજો તથા મુકજો, અર્થાત્ પચાસ વખત 'હું મુક્ત છું' એ વાક્યનો ઉચ્ચાર થઇ રહે ત્યાં સુધી ક્રિયા કરજો. સાંજે પણ જો તમને અવકાશ મળે તો આ પચાસ શ્વાસ લેવા મુકવાની ક્રિયા કરજો. રાત્રે સુતી વખતે પથારીમાં ચતા સુઇ રહીને પણ આ ક્રિયા કરજો. તમારૂં મન ક્રિયામાં જ રાખજો. બીજા વિચારો બનતા સુધી ના કરશો. જાણે તમે છુટયા છો એવું જ ચિત્ર કલ્પનાથી જોજો, અને છુટી ગયા છો એમ જ ધારીને આ ક્રિયા કર્યા કરજો. પૂર્ણ શ્રદ્ધા રાખજો. મુક્ત થવાની જ હવે આશા રાખજો. હું છુટીશ કે નહિ છુટું, એવો સંશય મનમાં કરશો નહિ. પણ અવશ્ય છુટેલો જ છું, એવું વિચારથી જોજો તથા માન્યા કરજો. કયા ઉપાયથી છુટાશે, કોણ છોડવશે, એનો કશો જ વિચાર કરશો નહિ. કારણ એ વિચાર કરવાનું કામ તમારૂં નથી. જે ઉપાયથી તમે છુટનાર છો તે ઉપાય તમારા હૃદયમાં રહેલા અંતર્યામી ઈશ્વર હવે કરશે. માટે ઉપરની ક્રિયા શ્રદ્ધાથી, પ્રસન્ન ચિત્તથી કર્યા કરશો અને તમે નહિ જાણો તેવી રીતે એ ક્રિયા જ્યાં જ્યાં જે કરવું હશે તે કરી તમને અવશ્ય મુક્ત કરશે.

આશા છે કે ઉપરની ક્રિયા તમે બરાબર સમજશો તથા તે પ્રમાણે કરશો. પ્રાતઃકાળની ક્રિયા કરવાથી અમારી વૃત્તિઓ તમારા હૃદયસુધી આવશે અને તમને શાંતિ સુખ વગેરે જણાવશે, એટલું જ નહિ પણ તમારા છુટકારામાં તમને મદદ કરશે. એ જ. તા. ૨-૨-૦૩.

× × × શ્રી ઇષ્ટેચ્છાથી જેમાં આપણું સર્વોત્કૃષ્ટ હિત હશે તે જ વ્યતિકર આપણને પ્રાપ્ત થનાર છે, એ નિશ્ચયને શિથિલ થવા દેવો ઘટતો નથી. ઘરનાં દ્વાર ઉઘાડાં મુકયા પછી સૂર્યના પ્રકાશને ઘરમાં આણવા માટે કાંઇ પ્રયત્ન કરવાની જરૂર પડતી નથી પણ એ તો સ્વભાવથી જ ઘરમાં આવે છે તેમ ઇષ્ટશ્રીપ્રતિ વૃત્તિની અભિમુખતા રાખ્યા પછી ઇષ્ટશ્રીના અનુગ્રહને માટે નવો પ્રયત્ન કરવાની લેશ પણ જરૂર નથી. પણ સ્વભાવથી જ અનુગ્રહ થાય છે માટે સર્વ વ્યવહાર કરતાં ઇષ્ટશ્રીપ્રતિ અભિમુખ વૃત્તિ રાખવી એ જે આપણું કર્તવ્ય છે તે સાધતા પ્રસન્ન રહેશો.

× × × પોતાશ્રીના નિઃસ્પૃહતાના પ્રસંગોપાત્ત ઉચ્ચરાયલાં વચનોથી જ આપણે નિઃશંક અને નિસ્પૃહ થઇ જગતમાં વિચરવું જોઇએ. તે વચનો એ છે કે "ક્યા ભયો લૂનદુકાલ, એક ગુન ગધે ન ઝીલી; ક્યા ભુખે મરેંગે સંત, એક ઘર ભીખ ન મિલી." શ્રી ઇશનું ઐશ્વર્ય અપાર છે. પૂર્વે હતું તે આજ કાંઈ લોપ થયું નથી. તો આપણા સરખાએ ભય શંકા શાને માટે ધરવી? ભવિષ્યમાં હજારો હાથવાળા શ્રી ઇષ્ટ રક્ષણકર્તા વિદ્યમાન છે, તો વૃત્તિએ દૈન્ય શામાટે ધરવું? આપણું હૃદ્બળ એ જ આપણું મોટામાં મોટું ધન છે. તેનું દૈન્ય આદિથી વિનાશમાંથી સંરક્ષણ કરવું હવે યોગ્ય છે. માટે આવા પ્રસંગોને તો આપણી વૃત્તિને જરા પણ વિકળ કરવા અવકાશ આપવો નહિ. શ્રી ઇષ્ટસત્તા કાંઇ અલ્પજ્ઞ નથી. ધર્મને અને સદ્વર્તનને પરિણામે દુઃખ આવ્યું કદિ જાણ્યું નથી. તો દૈન્યધરી શ્રી ઇષ્ટસત્તાના અપાર સામર્થ્યમાં અવિશ્વાસનું ભાન-વૃત્તિને શું કરવા થવા દેવું? તાત્પર્ય એ જ કે આપણે તો કોઇ પણ રીતે દુર્બળ થવાનું વાસ્તવિક કારણ નથી. શ્રી ઇષ્ટ સ્થૂલ તનુમાં પ્રતીત થતાં છતાં આપણે તેમના મુખ્ય સ્વરૂપને સર્વજ્ઞ સર્વશક્ત આદિ સ્વીકારીએ છીએ. એ ભાવનાને હવે આપણે સર્વદા જાગ્રત્ નહિ રાખવામાં શો હેતુ છે? આપણા સરખા શ્રી ઇષ્ટમાં અર્પાયલી મતિ-વાળા સાધકોએ તો ઇષ્ટશ્રીની સર્વ કૃતિ આપણા હિતની સાધક છે એ જ સ્વીકારવાનું છે. દાસત્વ સ્વીકારી ઇષ્ટશ્રીની આ સ્વરૂપાવ-સ્થાનરૂપ ક્રિયાને અયોગ્ય આપણે સ્વીકારીએ તો આપણા ધર્મમાં ન્યૂનતા જ ગણાય શોક થાય એ સ્વાભાવિક છે, પરંતુ ઇષ્ટશ્રીએ આમ કેમ જ કર્યું એ પ્રશ્ન પુછવાનો અથવા એ શંકા ઉઠાવવાનો આપણને અધિકાર નથી. આપણે તો એટલું જ વૃત્તિને પુનઃ પુનઃ સ્મરણ આપવાનું છે કે આપણા હિતની સર્વ ક્રિયા સાધનાર ઇષ્ટ-શ્રીની આ ક્રિયા આપણા હિતની જ છે. અને એમ છે તો આપણે દૈન્ય કે દુર્બલતા ધરવાની લેશ પણ અગત્ય નથી.

× × × પ્રિય ભાઇ! તમે વૃત્તિની અશાંતિ પ્રસંગે જણાવો છો, પણ હવે કોઇ પ્રકારે પણ આપણે આપણી મેળે જ અંતર-વૃત્તિને સમાધાન આપવું ઘટે છે. ઇષ્ટશ્રીએ આ રીતે આપણી વૃત્તિને વૈરાગ્ય સધાવવો યોગ્ય ગણ્યો, તો હવે આપણે તે સ્વીકારી પ્રાપ્ત-વ્યવહારકાર્ય ઉદાસીન વૃત્તિથી કરતાં અવકાશના સમયમાં આત્મદ્-

પૂર્વક શ્રીઇષ્ટના મુખ્ય સ્વરૂપને હૃદય અને મૂર્ધમાં પ્રત્યક્ષ કરવાનો અભ્યાસ સેવવો. ઇષ્ટ પ્રત્યક્ષ થાઓ કે ન થાઓ તેથી વ્યાકુલ થવાનું પ્રયોજન નથી. પણ સદ્વ્યાપાર કરતાં ઇષ્ટશ્રીના આજસુધી આપેલા બોધને અનુસરતા શેષ આયુષ્ને શ્રીઇષ્ટના સ્મરણ ચિંતનમાં વ્યતીત કરવું, એ વિના અન્ય કોઇ આપણું કર્તવ્ય હવે નથી. ઇષ્ટશ્રીની સર્વત્ર વ્યાપમાન સત્તાના ભાનથી ઇષ્ટશ્રીના વિયોગદુઃખને વિસ્મરણ કરતા સમાધાન સેવશો. સુખમાત્રની આશાને પરિત્યજતાં, કર્તવ્યપરાયણ મતિને જોતાં સમવૃત્તિથી રહેવાનો અભ્યાસ આગ્રહપૂર્વક સેવશો.

× × × શ્રીઇષ્ટે આપણને જીવોને અનેક પ્રયત્ને પણ મળવાં દુર્લભ એવાં જ્ઞાન સદ્વિચારાદિ ઉદારતાથી અર્પ્યાં છે, તે એટલા જ માટે કે પ્રસંગ આવ્યે તેનો ઉપયોગ કરવો. આથી અન્ય પ્રસંગ હવે આપણને સદ્વિચારને માટે આવવો સંભવતો નથી. દુઃખની પરાકાષ્ઠા આપણા ઉપર પડી છે. પણ એ જ ઇષ્ટશ્રીના મહદ્ અનુગ્રહને સૂચવે છે. દશ્ય એ પ્રતીતિ માત્ર છે, મૃગજળવત્ છે, એનો અનુભવ અન્ય સર્વ પ્રસંગોમાં કરવા તો આપણે સર્વ સમર્થ હતા, પણ શ્રીદષ્ટનું દૈવી તનુ જેને આપણે આપણું સર્વસ્વ સમજતા જતા તે પણ પ્રતીતિ માત્ર હતું, તેનો અનુભવ કરી શકવા જેટલું સામર્થ્ય નહોતું. શ્રીઇષ્ટ સ્થૂલ તનુમાં નહિ પણ સર્વત્ર વ્યાપક છે, એ અનુભવમાં આપણે કાચા હતા તે અભ્યાસ પણ, ઇષ્ટશ્રીએ આ દ્વારા આપણને અર્પ્યો છે. સ્વલ્પમાં એ જ કે હવે શેષ આયુષ્ વિરાગની ઉત્તમોત્તમ કળા સાધવામાં તથા ઇષ્ટશ્રીના મુખ્ય સ્વરૂપને સર્વત્ર અનુભવવામાં આપણે ગાળવાનું છે. આશામાત્રના પરિત્યાગપૂર્વક શ્રીઇષ્ટનિમિત કર્તવ્યને કાળના સદ્ઉપયોગ કર્યા કરશો.

× × × એવા પ્રસંગોથી આપણા સરખાએ હવે લેશ પણ વિકળ થવું ઘટતું નથી......શ્રીઇષ્ટે આપણને જોઇએ તે કરતાં અધિક આપ્યું છે. શ્રીઇષ્ટે આટલી પણ વ્યવસ્થા ન કરી હત તો આપણે શું કરત ? પણ શ્રીઇષ્ટે જ આ છેલ્લી વ્યવસ્થા કરી છે ......આપણો સર્વ વ્યવહાર શ્રીઇષ્ટેચ્છાનુસાર જ પૂર્વે ચાલ્યો છે અને ભવિષ્યમાં ચાલવાનો છે. શ્રીઇષ્ટ...સામાન્ય જીવોમાં તે પોતાનો પ્રતિપાલક ધર્મ વિસરતા નથી, તો આપણા પક્ષે વિસરે એ કોઇ પણ અશે સંભવતું નથી. પ્રસંગે કસોટીનિમિત્ત અથવા તેમને

જણાતા કોઇ યોગ્ય હેતુથી આપણને કષ્ટ આપે તો તે પણ આપણા હિતાર્થે જ હોવું જોઇએ માટે આપણે દુર્બલ થવાનું લેશ પણ પ્રયોજન નથી......અપાર કષ્ટ આવે તો પણ શું થયું ? શ્રીઇષ્ટનું આપેલું, માટે તે પણ આપણે પ્રિય જ ગણવું જોઇએ; બલાત્કારે વૃત્તિને પ્રિય ગણવાનો અભ્યાસ પાડવો જોઇએ. જે અમર્યાદ સામર્થ્યવાળી મતિ નિરંતર આપણા હિતને ચિંતવતી તે આજે આપણા અહિતને કરે એ લેશ પણ માની શકાતું નથી. અને આપણી દષ્ટિથી ભાસતું અહિત કદાચ કર્યું તો ઇષ્ટનિમિત્ત એટલો ત્યાગ આપણે શા માટે ન કરવો ?

આપણે આપણા સુખને શા માટે ઇચ્છવું ? અહં ઇષ્ટમાં અર્પવાનો અભ્યાસ સેવનારા આપણે વારંવાર પૃથક્ થઇ ઇષ્ટની કૃતિમાં દોષ શા માટે જોવો ? તાત્પર્ય કે ઇષ્ટે આપણને આ સ્થિતિ આપી છે તો તે સંતોષથી સ્વીકારી લેવી યોગ્ય છે. પૂર્વે આપણા વ્યવહારનું નિર્વહણ ઇષ્ટશ્રી કરતા હતા, એમ આપણે સ્વીકારતા હતા તે હવે પણ કરે છે ને કરશે જ, એ વિચારને જોતાં અન્ય કોઇ પણ વિચારથી વિકળ થવું ઘટતું નથી. વ્યવહારનું યોગ્ય પ્રકારનું વહન એ જો ઇષ્ટશ્રીને કર્તવ્ય હશે તો તો આપણને કોઇ હાનિ થવાની નથી. અને ઇષ્ટશ્રીને જરા અધિક દુઃખનો અનુભવ કરાવવો યોગ્ય લાગશે તો આપણી અપાર સાવધાનતાઉપર વિશ્વાસ રાખ્યા કરતાં ઇષ્ટશ્રીની દયાલુતા અને રક્ષકતાઉપર વિશ્વાસ રાખવો મારી વૃત્તિને તો અધિક યોગ્ય લાગે છે.

× × × દુઃખ નિરંતર ઇષ્ટનું સ્મરણ કરાવનાર હોવાથી તથા વૈરાગ્યાદિ અનેક સત્‌લક્ષણો તથા સદ્‌વિચારને આણનાર હોવાથી ઈશ્વરના અનુગ્રહથી જ તે આવે છે, એમ જાણી સાંસારિક સુખકરતાં પ્રસંગોપાત્ત સાંસારિક દુઃખની વિવેકી મનુષ્યોએ ઇચ્છા કરી હોય તો તે અયોગ્ય નથી; અને ઇષ્ટશ્રી એ જ નિયમથી આપણને વિશેષે કરીને વ્યાવહારિક પ્રતિકૂલતાઓ આપ્યા કરે છે; તો તેથી શ્રીઇષ્ટની આપણા પ્રતિ અનુગ્રહ દૃષ્ટિ છે એવા અનુમાનથી સંતોષમાં રહેવું એ જ ઉચિત છે. ઇષ્ટશ્રીની નિરંતર સમીપતા જાણનાર આપણે તો અસંતોષ અથવા કલેશનું કોઈ પણ કારણ સંભવતું જ નથી. કર્તવ્યમાં અપ્રમાદ એ જ આપણ સાધકોનું ભૂષણ છે. માટે વે સાધતા પ્રસન્ન રહેશો.

× × × દુઃખ જેમ સદ્વિચાર, વિરાગ આદિનું આપનાર છે તેમ ભોગદ્વારા અંતઃકરણના મળને બાળનાર છે તો સદ્વિચાર,વિરાગ અને અંતઃકરણના મળનો નાશ જેની સાધકોને કૃતકૃત્ય થવામાં અત્યંત આવશ્યકતા છે, તે શ્રી ઇશની ઇચ્છાથી આપણને મળે તો તે આપણું અત્યંત શ્રેયસ્કર છે,એ વિચારથી આપણે સંતોષ તથા આનંદ માનવો જોઇએ. વળી સારી સ્થિતિમાં કરેલી સત્ક્રિયા જેટલું ફળ આપે છે તેના કરતાં તનની, મનની અને ધનની દુઃખદ અવસ્થામાં જે સત્ક્રિયા કરાય છે, તે અત્યંત અધિક ફળને આપનાર હોય છે. આમ સર્વ પ્રકારે દુઃખ એ વિચારવાન્ સદ્વિવેકી મનુષ્યનું જેટલું હિત કરે છે તેટલું સુખ કરતું હોય એમ ભાસતું નથી. અને તેથી જ આપણે ઇશ્વરના અનુગ્રહના પાત્ર મનુષ્યોને ઘણીવાર દુઃખમાં વિંટાઇ ગયેલા જોઇએ છીએ.

× × × શ્રીઇશં અખંડ સુખ આપવાઅર્થે જ દુઃખ આપી આપણને શુદ્ધ કરે છે, એ યથાર્થ જાણનાર મનુષ્ય દુઃખથી વિકળ થતા નથી.

× × × કૃત નિશ્ચયને પુનઃ પુનઃ હૃદયમાં આરૂઢ જોયા કરવો એ અભ્યાસનું સ્વરૂપ છે...વૃત્તિમાં સ્થાપિત નિશ્ચયથી અન્ય પ્રકારના વિચારો સ્ફુરતાં તે વિજાતીય હોવાથી આપણા ઇષ્ટના સાધક નથી. તે વિજાતીય વિચારોપ્રતિ વૃત્તિનો પ્રતિકૂલ ભાવ અથવા અપ્રીતિનો ભાવ હૃદયમાં સિદ્ધ રાખવો, એ વૈરાગ્યનું સ્વરૂપ છે.

× × × મનમાં લેશ પણ ચિંતા કરશો નહિ. શ્રેયસ્સાધકે સદા નિર્ભય જ રહેવું. કારણ મસ્તકે શ્રીઇષ્ટનાં અભય આપનારાં ચરણ કમળ વિરાજે છે......ઇષ્ટશ્રી સર્વના પોષક છે. એટલે આપણે તો નિર્ભય જ રહેવાનું છે. એક દ્વાર બંધ થાય છે તો ઇષ્ટ શ્રી હજાર બીજાં દ્વાર ઉઘાડે છે. અસ્થિર અંતઃકરણવાળા મનુષ્યના વિશ્વાસે પ્રજ્ઞપુરુષે ન રહેવું એ જ યોગ્ય છે. પણ ઇષ્ટ શ્રીના વિશ્વાસઉપર રહેવું.

× × × વૃત્તિ આ પ્રસંગથી વિકળતા સેવવા જાય એ સહજ છે, પણ શ્રી ઇષ્ટથી ઉપદિષ્ટ આપણી વૃત્તિએ લેશ પણ વિકળ થવું ઉચિત નથી. પરમાત્મા ઇષ્ટશ્રીને મન આ બધી લીલા છે. તેમની ચમત્કારી માયાનો આ વિલાસ છે. તો તેમના શિશુ આપણે પણ તે વિલાસ સ્વીકારવો ઘટે છે. તેમને મન જે અનુચિત નથી,

તે આપણે મન પણ અનુચિત ન હોવું ઘટે. તેમને મન આપણને દુઃખનું દર્શન કરાવવું યોગ્ય ભાસ્યું છે, તો તેમની જ ઇચ્છાને નિરંતર વશ વર્તનાર આપણે પણ આ દુઃખને દુઃખરૂપે ન માનતાં પરમાત્માશ્રીએ આપણને આપેલું સુખદ દાન જાણી અવિકળપણે સ્વીકારી લેવું જોઇએ. આપણા ઇષ્ટમાં સંશય નથી. મોડું વહેલું ગમે ત્યારે થાઓ; અને ન થયું તો એ પણ શું ? આપણે પૃથક્ વસ્તુ હોઇએ તો ચિંતા છે. જે જે દુઃખમય પ્રતીતિઓ આપણને દેખાડવી ઇષ્ટશ્રીને યોગ્ય લાગે તે ભલે દેખાડો. આખો સંસાર અને સૃષ્ટિ એમની છે. પોતાના ઘરમાં ધણી ચાહે તેવી ઉથલપાથલ કરે.એ ઘરનું ધણીપણું આપણને નથી કે આપણે તેમાં અપ્રસન્નતા સૂચવવી અને આપણા ધણી કાંઇ અજ્ઞાન કે અણુસમજુ નથી. સર્વજ્ઞ છે, સર્વ ધર્મને જાણનારા છે. યોગ્ય કાળે યોગ્યને કરનારા છે. આપણને અયોગ્ય લાગે તે તેમને અયોગ્ય લાગવું જ જોઇએ એવો કંઇ નિયમ નથી. તે જે કરે તે અયોગ્ય કહેવાનો કે માનવાનો આપણને અધિકાર નથી. અધિકારમાં સ્થપાવાની ઇચ્છાવાળા આપણે તો ખાંડણીયામાં માથું રાખવાનું છે અને ઉપરથી સાંબેલાના ઘા પડતાં પુષ્પની વૃષ્ટિ થયેલી માની પ્રસન્ન વદન રાખવાનું છે. અંતરમાં પણ ચણુચણાટ થવા દેવાનો નથી. સ્વલ્પમાં બહુ વિકટ વ્રત પાળવાનું છે. જરા પણ ગભરાવાનું નથી. મોટી મોટી આશાઓ બાંધવાની નથી, પણ આશામાત્રનો ઉચ્છેદ કરી જે જે ઇષ્ટશ્રી જે જે સમયે આપે તે તે, તે તે સમયે યોગ્ય ગણી તેમની ઇચ્છાને અધીન રહી, તેમના ગુણાનુવાદ કરતા તે કરાવે એટલી કૃતિ કરતા તેમની ઇચ્છાપર્યંત આયુષ્ને ભોગવી, તેમના સ્વરૂપમાં પરિણામે શમવાનું છે. માટે પ્રિય ભાઇ ! આપણા સરખાએ તો જેમ જેમ વિપત્તિનાં દર્શન થાય, તેમ તેમ અત્યંત દઢતાનું તથા અવિકળતાનું ભાન કરાવી ઇષ્ટશ્રીએ પોષેલા આપણા અંતઃકરણને, અન્યને આશ્ચર્ય તથા વ્યામોહ થાય એવું રાખવું જોઇએ. આ જ આપણું કર્તવ્ય છે. વારંવાર હૃદયને અનેક સદ્વિચારથી બળ આપતા રહેવું એ જ આપણું કર્તવ્ય છે. શ્રી ઇશ મુખ્ય સ્વરૂપે સર્વદા આપણા રક્ષક છે, તથા સંનિધિમાં છે, તો પછી તેમની આ જગતરૂપ લીલાથી શા માટે વિકળતા ધરવી જોઇએ ? વિલક્ષણ કાળબળથી શ્રી ઇશની આશ્ચર્યકારક શક્તિ અનેક ચેષ્ટાઓ કરે છે, તે ઇષ્ટેચ્છાથી

જ થતી હોવાથી આપણે તેમાં સંતોષ માનવો, પણ વિકળ થવું નહિ.

× × × જપઆદિનો નિયમ હજી ચાલ્યા કરતો જ હશે. નિષ્કામપણે સત્ક્રિયામાં વૃત્તિ સંતત જોડાયલી રહે એથી અધિક કોઇ કર્તવ્ય નથી.

× × × ફળને જોવાની સ્પૃહા રાખ્યા વિના માત્ર વૃત્તિને સદ્-વ્યાપારમાં જોડાતી જોવાની સ્પૃહા તથા સાવધાનતા રાખવી એ જ આપણું કર્તવ્ય છે. ફળ ઇષ્ટશ્રીને દર્શાવવું હોય તે સમયે ભલે દર્શાવે.

× × × ઇષ્ટાનુસંધાનમાં સ્વભાવથી જ વૃત્તિ જોડાયલી રહે તો પછી અંતર્મુખાવસ્થાની કોઇ સિદ્ધિ ન પ્રતીત થઇ તો તેમાં અસંતોષનું કોઇ કારણ નથી.

× × × શ્રી ઇશની અકળ ગતિ જાણી વૃત્તિ મુઝાય તથા કલેશવશ થવા જાય, એ સ્વાભાવિક છે, પરંતુ આપણા જેવા, સામાન્ય પ્રસંગોથી ન વિકળ થનાર સાધકોને ઇષ્ટશ્રી આવા પ્રસંગો દર્શાવી, દૃઢ કરવાના યોગ અર્પતા રહે એ સંભવે છે. પોતાના આ અનંત પ્રકૃતિમહિમામાં જેમ ઇષ્ટશ્રીને કોઇ હાનિ થવાનો ત્રિકાળ સંભવ નથી તેમ આપણ સાધકોને પણ યોગ્ય વિચારથી કોઇ પ્રસંગ કોઇ પણ હાનિ કરે એમ નથી. જેને આપણે અનુકૂળતા માનીએ છીએ તે સ્વરૂપદૃષ્ટિથી દુઃખમૂલક છે, અને સ્વરૂપદૃષ્ટિ, એ જ હવે પ્રધાનતઃ ઇષ્ટશ્રીની દૃષ્ટિ હોવાથી જે જે તે કરે તે સુખમૂલક જ હોવાનું, માટે વિકળતાનું પ્રયોજન નથી.

બાહ્ય અનુકૂલતા અર્પનાર પતિને તો સર્વ જ પ્રીતિથી સેવશે પણ નિરંતર તાવનાર ઇષ્ટશ્રીપ્રતિ અચળ શ્રદ્ધાભક્તિ રાખનાર સાધકને જગત્માં ધન્ય છે.

"અધિક અધિક ધરિ પ્રેમ પ્રભુને ભજીએ, જેમ જેમ તાવે રે;
નૃસિંહ પ્રભુ વળતા કરુણા કરી, દુઃખ ટાળી સુખ લાવે રે."

એ વચન આપણું સૂત્ર છે. માટે અવિકળતા સેવશો. અન્નની ચિંતા ધરશો નહિ. ભવિષ્યના વ્યાવહારિક સુખની આશા રાખવી નથી. ઇષ્ટશ્રી, સ્વેચ્છાથી અર્પે તો ના નથી, સ્વરૂપસુખ જ્યારે ત્યારે મળનારું છે. તત્કાળ નહિ મળવાથી હાનિ નથી, માટે આ સ્થિતિને ઇષ્ટશ્રીનો મહિમા માની પ્રસન્નતાથી જોવી. નિઃશંક અને

નિર્ભય ફરવું, લૌકિક નીતિથી બહારથી, પ્રસંગે દુઃખના ઉદ્‌ગાર કાઢવા પડે તો કાઢવા, પણ અંતરમાં મસ્ત, શાન્ત, અવિકળ રહી ઇષ્ટપરાયણ વૃત્તિ રાખતા પ્રસન્ન રહેશો. આપણું સર્વસ્વ જે ઇષ્ટ-સ્વરૂપ તે ક્ષણ પણ આપણાથી વિમુખ થઇ શકે એમ નથી અને અન્ય તો સઘળું વિમુખ છે જ. માટે વૃત્તિમાં ઉઠતા અન્ય ભાવને શમાવશો.

× × × આ વિપરીત કાળમાં વિપત્તિ આવવાની નવાઇ નથી, અને સાધકોએ તેને માટે તૈયાર રહેવું જ જોઇએ. ભવિષ્યમાં ઇષ્ટશ્રીની શી ઇચ્છા છે તેનું અનુમાન થઇ શકતું નથી. શ્રીઇષ્ટ-સ્મરણચિંતન જે આધિવ્યાધિમાત્રને ટાળનાર પરમ રસાયન છે તેને સેવતાં પરમાનંદપ્રાપ્ત રહેશો.

× × × દૈવનો આ સકારણ કોપ શમવાનું કોઇ ચિહ્ન પ્રતીત થતું નથી. સાધકોને મરણનું ભય અન્ય પ્રાકૃત જીવો જેવું નથી. ઉલટું ઇષ્ટશ્રીના સામીપ્યનો સત્વર સુયોગ આવવાનો સંભવ થવાથી મરણ એક પ્રકારના ઉત્સવરૂપ છે. તથાપિ ભાવિ અદૃષ્ટ હોવાથી સાધકનું હૃદય પણ પ્રસંગવશાત્ ભયને સેવે તો એમાં આશ્ચર્ય-સરખું કશું નથી. ઘણા સામાન્ય જીવો આ ભયના પ્રસંગમાં શું થશે, શું થશે, એ ચિંતામાં ને ચિંતામાં આખો દાહાડો રહે છે. પણ વિવેકી પુરુષો આ ભયના પ્રસંગને પણ નિર્ભયતાને સધાવી આપનાર દ્વાર કરી મૂકે છે. ભયનો પ્રસંગ હોવાથી ઇષ્ટશ્રીનું તેઓ પૂર્વ કરતાં અધિક અધિક ધ્યાન ચિંતન કરે છે અને શું થશે એવી મિથ્યા ચિંતાને વશ ન થતાં ઇષ્ટશ્રી સઘળું યોગ્ય જ કરે છે અને કરશે, એ વિશ્વાસમાં અચળ રહી શાંતિથી યથાપ્રાપ્ત કર્તવ્યને કરતા પોતાના અધિકારને વધારતા જ રહે છે.

× × × સંસારની પ્રવર્તક સત્તા એવી વિલક્ષણ રીતે પ્રવૃત્તિ કરે છે કે અલ્પજ્ઞ વૃત્તિને અનેક પ્રસંગે ઇષ્ટ થવાના પ્રસંગોમાં પણ અનિષ્ટ થવાનું ભાન થાય છે. ગમે તે થાઓ. આપ આપનું કર્તવ્ય કરો છો. હવે ફળ ઇષ્ટની ઇચ્છાથી ફાવે તે થાય, તેમાં હર્ષ-શોકનું પ્રયોજન નથી. સર્વત્ર તત્ત્વવિના અન્ય કાંઇ નથી, એ પ્રકારનો તત્ત્વાભ્યાસ કરનાર સાધકની વૃત્તિને લોકૈષણા ભય ઉપ-જાવે કે વિકળ કરે એમ નથી.

× × × સર્વ સાધકવર્ગ ઉચ્ચ અધિકારને પામે અને ઉચ્ચ

સુખનું ભાન કરી શ્રી ઇષ્ટના અવર્ણનીય મહિમાનું જગતને ભાન કરાવે, એ જ હવે ઇપ્સિત છે અને યત્નથી આ સિદ્ધ થતું હોવાથી સર્વ સાધકોએ જ્યારે જ્યારે અનુકૂળતા મળે ત્યારે આ કર્તવ્ય અત્યંત આગ્રહથી કરવા દૃઢ નિશ્ચયવાળા થવું જોઇએ. શ્રી ઇષ્ટ-ચિંતન કરતાં વૃત્તિને સ્વરૂપાનંદનાપટ આપી કૃતકૃત્યતાને અનુભવવાના ક્રમઉપર આપણી વર્તનાર સ્થિતિ છે માટે કોઇ રીતે અપ્રસન્ન રહેવાનું કારણ નથી.

× × × ઇષ્ટચિંતન એજ અખંડ સુખને અર્પનાર હોવાથી અખંડ સુખની ઇચ્છાવાળા આપણ સર્વેએ આ ભવિ વર્ષમાં અધિક ઇષ્ટ ચિંતન કરવાનો દૃઢ સંકલ્પ કરવો અને તદનુસાર આજથી જ પ્રયત્ન આરંભવો એ જ ઉચિત છે. પરમકૃપાલુ ઇષ્ટશ્રી તમને પ્રયત્ન કરવાને અવિરત ઉત્સાહ તથા બળ અર્પો એ શુભેચ્છાસહ વિરમાય છે.

× × × સંયમમાં નિયમિત અભ્યાસ અને વિજાતીય વિષયોનું વૃત્તિને ચિંતન ન કરવા દેવાની સાવધાનતા, એ ઉભયની જ મુખ્ય અગત્ય છે. માટે તે સેવતા પ્રસન્ન રહેશો. શ્રી ઇષ્ટના અનુગ્રહથી આપ આદિ સર્વનો ઉત્તરોત્તર અધિક વિજય થતો રહે એ જ ઇચ્છા છે.

× × × શ્રી ઇષ્ટ તેને અન્ય રીતે લેખતી હોવાથી આપણે પણ સમાધાન ગ્રહેવું એ જ યોગ્ય છે. સામાન્ય દુઃખના પ્રસંગોમાં તો સર્વ જ ધૈર્યને ધારણ કરી શકે છે, પરંતુ અસાધારણ અને મર્મને છેદન કરનાર પ્રસંગમાં પણ અવિકલ રહેવું એ જ શ્રેયસ્સાધકોના હૃદ્બળની કસોટી છે. વ્યવહારમાં નિત્ય બનતા દુઃખના પ્રસંગો આપણા સરખાને સ્પર્શ કરવા સમર્થ ન હોવાથી પ્રસંગોપાત્ત આવા પ્રસંગોથી આપણા હૃદયસામર્થ્યનો કસ કાઢવાના પ્રકૃતિમાં કદાચ નિયમો હશે પણ ખરા. ઇષ્ટશ્રીની દૃષ્ટિ આવા પ્રસંગોમાં પણ સર્વના હિતને હસ્તામલકવત્ જોતી હોવાથી, આપણને દુર્ઘટ ભાસતા પ્રસંગો તેમને સુઘટિત જ ભાસતા હોવા જોઇએ. ગમે તેમ હો, પણ પ્રસંગ બન્યો છે જ,એટલે હવે વ્યવહાર અને પરમાર્થ ઉભયની ચિંતા ઇષ્ટશ્રીને ચરણે જેમણે સમર્પી છે એવા આપણે હવે અવિકળતા જ સેવ્ય છે.

+ + + આ પત્ર આપને નવીન વર્ષના પુણ્ય દિવસે પ્રાપ્ત

થશે. પ્રાકૃત જીવો જ્યારે આ દિવસે પ્રકૃતિને જ સંતુષ્ટ કરવાનો પ્રયત્ન સેવે છે અર્થાત્ ઇન્દ્રિયોને વિવિધ સુંદર વિષયો અર્પી સુખી થવા ઉદ્યમશીલ થાય છે, ત્યારે સત્સંસ્કારી સાધકો આ સુદિને પોતાના મૂળ સ્વરૂપે થવાનો પ્રયત્ન જે વાસ્તવિક અખંડ સુખને અર્પનાર છે, તથા જે પ્રકૃતિના સંતોષાર્થે અનુષ્ઠાન કરાયલો ન છતાં પરિણામે પ્રકૃતિને પણ પરિતુષ્ટ કરનાર છે તે ઇન્દ્રિયો તથા વૃત્તિઓને પરમાત્મામાં વિલીન કરવારૂપ શુભ પ્રયત્નને સેવી સુખોપભોગી થાય છે. આજના આપના આ પ્રકારના સેવાતા પ્રયત્નમાં આ પત્ર આપને સહાયક થાય એ ઉદ્દેશથી તેને લખવા ઉપક્રમ કર્યો છે.

સત્શાસ્ત્રોમાં કોઇ કોઇ સ્થળે એવા ભાવનાં વચનો દૃષ્ટિએ પડે છે કે નેત્રના નિમિષોન્મેષમાં પણ સહજ પ્રયત્નની અપેક્ષા હોય છે, પરંતુ પરમાત્મસાક્ષાત્કારમાં તેટલા પ્રયત્નની પણ અપેક્ષા નથી. અને યથાર્થ વિચારથી આ વચન સત્ય જ ભાસે છે. કારણ કે વ્યવહારનાં જેટલાં જેટલાં કાર્યો સાધવાનાં હોય છે તે સર્વ પ્રયત્નવિના સધાતાં નથી. પરંતુ પરમાત્મસાક્ષાત્કાર તો શારીરિક, વાચિક તથા માનસિક ક્રિયાઓ અભિમાનીની વિદ્યમાનતામાં કેવળ વિરમી ગયે જ થાય છે. અર્થાત્ સર્વ પ્રકારના પ્રયત્નના અભાવમાં જ તત્ત્વદર્શન હોય છે, જેથી તત્ત્વદર્શનનિમિત્ત પ્રયત્નથી રહિત થવું અર્થાત્ કોઈ પણ પ્રયત્નને ન સેવવો, એવો શાસ્ત્રનો આશય આ પ્રયત્નના અભાવના પ્રતિપાદક વચનોમાં સ્ફુટ થાય છે.

હૃદયમાં જ્યાં સુધી કોઇ પણ પ્રકારની કામના હોય છે ત્યાં સુધી પ્રયત્નથી રહિત શકાતું નથી અને એમ હોવાથી તત્ત્વદર્શનનિમિત્ત પ્રયત્નથી રહિત થવા ઇચ્છનાર આપણા સરખાએ કામનારહિત થવું એ જ આપણું કર્તવ્ય સિદ્ધ થાય છે. પરંતુ દીર્ઘકાળથી પોષેલો કામનાનો વેગ એકે કાળે વિરમી જવાનો અસંભવ હોવાથી આપણા સરખાએ તો યુક્તિએ યુક્તિએ એ કામના વેગને રોકવો એ જ ઉચિત છે.

ત્યાં સ્થૂલ ભોગની, સૂક્ષ્મ ભોગની, કારણ ભોગની અને મહા કારણ ભોગની કામનાઓ હોય છે. તેમાં ઉત્તર ઉત્તર કામનાકરતાં પૂર્વ પૂર્વ કામના અધિક નિકૃષ્ટ હોય છે. અર્થાત્ મહાકારણ ભોગની કામનાકરતાં કારણ ભોગની કામના નિકૃષ્ટ છે. આ કારણ ભોગની કામના કરતાં સૂક્ષ્મ ભોગની અને તેનાથી સ્થૂલ ભોગની કામના નિકૃષ્ટ છે.

સ્થૂલ વિષયોની કામના સ્થૂલ ભોગનિમિત્તક હોય છે. અને પ્રાકૃત જીવો તેને વશ હોય છે, સૂક્ષ્મ વિષયોની કામના સૂક્ષ્મ કામનાનિમિત્ત હોય છે અને સૂક્ષ્મસૃષ્ટિનિવાસી દેવાદિ તેને વશ હોય છે.

કારણ વિષયોની કામના કારણભોગનિમિત્ત હોય છે અને પ્રકૃતિલય પુરુષો તેને વશ હોય છે.

અને મહાકારણભોગકામનામાત્ર યોગી પુરુષોમાં જ હોય તેઓ તેને સેવે છે.

યદ્યપિ આપણે ચતુર્થ કામના જ સેવ્ય છે તથાપિ પ્રથમ ત્રણ તત્કાલ ત્યજી શકીએ એમ ન હોવાથી સ્થૂલને જ હાલ પ્રધાનપણે ત્યજવા પ્રયત્ન સેવવો ઉચિત છે. સૂક્ષ્મ અને કારણ ભોગોનું આપણને અદર્શન હોવાથી તેની કામનાનો તત્કાળ આપણામાં ઉદય પ્રતીત થતો નથી. તથાપિ સ્થૂલ જગતનો બાધ થતાં સૂક્ષ્મ સૃષ્ટિમાં આપણો પ્રવેશ થયે તે બાધ કરે એવો સંભવ આવનાર હોવાથી સર્વ કામનાઓ હેય છે, એવો ભાવ વૃત્તિમાં આ ક્ષણથી જ સ્થાપી મૂકવો અયોગ્ય નથી.

આ સર્વ વિસ્તાર કરીને કહેવાનું તાત્પર્ય એ જ છે કે પ્રયત્નથી રહિત થવા માટે આપણે કામનામાત્રને હૃદયમાં અવકાશ ન આપવાનો પ્રયત્ન આજથી જ આદર કરવો ઉચિત છે, અને ઇષ્ટસ્મરણચિંતનથી એ કામનાનો જેવો સરળતાથી નિરોધ થાય છે તેવો અન્ય કશાથી થતો નથી, માટે ઇષ્ટસ્મરણચિંતન કરતાં આ મંગળમય દિવસને તથા ભાવિવર્ષને શ્રી ઇષ્ટકૃપાથી વ્યતીત કરો એવી શુભેચ્છાપૂર્વક વિરમાય છે.

× × × પ્રિય ભાઇ......ના અચિંત્ય જળમાં અદર્શ થયાના અત્યંત દુઃખદાયક સમાચાર અત્ર સર્વને વજ્રપાતસમ થયા છે. આ વર્તમાન સત્ય હશે કે કેમ, એમ અનેકવાર ભ્રાંતિ થઇ છે, પરંતુ વિવિધ સ્થળેથી તેવા જ સમાચાર મળતાં, દુઃખનો અનિવાર્ય ઓઘ શરીર, ઇન્દ્રિય મનાદિને સ્વપ્રવાહમાં અનાયાસ આકર્ષી જાય છે. અહો ! સ્નેહસંબંધથી અમારાં સર્વનાં હૃદય જ્યારે આટલાં વિશીર્ણભાવને પામે છે, ત્યારે તમારાં સર્વ નિકટ સંબંધીઓનાં હૃદયની કેવી અવસ્થા થઇ હશે તે વિષેનો વિચાર આવતાં વૃત્તિ શોકસ્તબ્ધ થયા વિના રહેતી નથી.

અહો ! દૈવની અચિંત્ય ગતિ ન કળી શકાય એવી છે. મુંબ-

ઇથી......ભાઇનું સુરતમાં આવવું, નદીએ સ્નાન કરવા જવું, અને આ અનવધિ ક્લેશજનક પ્રસંગ બનવો, એ એટલું તો અસંભવિત જેવું ભાસે છે કે હૃદય હજી પણ આ પ્રસંગને સ્વપ્નસમ હોય એમ કલ્પવા જાય છે.

પ્રિય ભાઇ! આવા અસાધારણ વિપત્તિના પ્રસંગોમાં મેરુસમ ધૈર્યવાળાં પુરુષોનાં હૃદય પણ ડગી જવા સંભવ છે, તો મમત્વથી બંધાએલા આપણ સર્વને ક્લેશ થાય એ સ્વાભાવિક છે.આવા પ્રસંગોમાં ધૈર્ય રહેવું બહુ દુર્લભ છે. ધૈર્ય ઉપજાવનારા ગમે તેવાં સાર્થક વચનો પણ આવા સમયમાં હૃદયને સ્પર્શ કરી શકતાં નથી, એ વાતો જાણતાં છતાં પણ તમારા પ્રતિ સ્નેહથી બંધાએલી આ વૃત્તિ સ્વધર્માનુસાર તેવી પ્રવૃત્તિ સ્વભાવથી કરે છે.

ઇષ્ટશ્રીને કયા નિમિત્તથી આ કષ્ટનું આપણને ભાન કરાવવું યોગ્ય ભાસ્યું છે, એ આપણે જાણતા નથી તોપણ હવે જ્યારે પ્રસંગ બની ચુકયો છે ત્યારે ભાવિ જ આ પ્રકારનું જાણી વૃત્તિને અનેક સદ્વિચારથી સમાધાન આપવું એ જ હવે આપણું કર્તવ્ય રહ્યું છે. આવા પ્રસંગો બને છે ત્યારે ઇષ્ટની આપણા ઉપર અકૃપાનું આપણે અનુમાન કરીએ છીએ તથા ઇષ્ટની રક્ષા આપણા ઉપર નથી એવા અસદ્ અનુમાનથી દુઃખી થઇએ છીએ. પણ પૂર્વ પ્રસંગોપ્રતિ દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે ઈશના અધિક સંબંધીઓ આપણા જેવાં જ દુઃખોથી પીડાએલા ભાસે છે. શ્રીકૃષ્ણસરખા સમર્થ ઇષ્ટ શિરઉપર છતાં અર્જુનના અત્યંત પ્રિય પુત્ર અભિમન્યુનું છેક ૧૬ વર્ષજેટલી લઘુ વયમાં મૃત્યુ થયું હતું. ઈશ્વરસરખા અનેક બ્રહ્માંડોના અધિપતિ પુત્રરૂપે પ્રાપ્ત છતાં વસુદેવ તથા દેવકીને ૧૧ વર્ષ કારાગૃહનાં દુઃસહ કષ્ટ સહન કરવાં પડ્યાં હતાં. તે જ પ્રમાણે યુધિષ્ઠિરાદિને જીવનપર્યંત દુઃખપરંપરાની સીમા રહી નથી. ત્ર્યૈલોકયના અધિપતિ શ્રીરામચંદ્રસરખા પતિને પામી સીતાના જીવનનો ઘણો મોટો ભાગ કેવળ દુઃખમાં જ વ્યતીત થયો છે; અને એ જ પ્રકારે અનેક દૃષ્ટાંતોમાં ઈશના નિકટ સંબંધીઓ જ વિશેષ દુઃખમાં રગદોળાયા છે. આથી કરીને ઈશના કૃપાપાત્રોને ન ઘટે એવાં દુખો આવી પડવાં, એવો ઈશનો જાણે સંકેત જ હોય એમ ભાસે છે. પરિણામે આ સંકેત પૂર્વ પ્રસંગોમાં જેમ સર્વનું હિત કરનાર થયો છે તેમ આપણા પ્રસંગોમાં પણ થશે જ એ નિશ્ચય છે. તેથી પ્રિય ભાઇ! અનેક દુઃખદ વિચારોથી મનને પાછું

વાળી સમાધાનમાં સ્થાપવા પ્રયત્ન કરશો. આપણા ક્લેશથી બનેલો પ્રસંગ સુધરે એમ નથી તો પછી ક્લેશથી નવાં દુઃખો ઉભાં કરી આ ક્લેશકારક પ્રસંગને અધિક ક્લેશપ્રદ કરવો એ ઉચિત નથી. ભાઈ......નો દેહાવસાન બહુ વિલક્ષણ રીતે આવ્યો છે, તો પણ એમના હિતમાં કશો જ સંશય નથી. એમણે પોતાનો સ્વધર્મ સર્વોત્તમ પ્રકારે સાધ્યો હતો. ઈશના પ્રતિ વૃત્તિની પ્રેમમય અભિમુખતા સાધી હતી. સદ્વૃત્તિથી જીવન વ્યતીત કર્યું હતું. સ્વલ્પમાં ઇષ્ટનો અનુગ્રહ થવા યોગ્ય અનેક ક્રિયા એમનાથી થઇ છે, અને ઈશનો અનુગ્રહ એમના પર હતો જ અને છે, તો પછી તેમના પક્ષે આપણને ક્લેશ થવાનું સબળ પ્રયોજન નથી. એમના તરફથી આપણને થનાર લાભ આપણે ખોયો છે, એ જ માત્ર આપણને ક્લેશનું કારણ ગણાય, પણ ઈશની દૃષ્ટિમાં આપણને તે લાભ આપવો યોગ્ય નથી જણાયો તો આપણે તન્નિમિત્ત ક્લેશ કરવો વૃથા છે.

તમે સર્વ સદ્વિચારને પ્રાપ્ત છો, અનેક યુક્તિપ્રયુક્તિથી તમારા મનનું સમાધાન કરી શકવાના સામર્થ્યવાળા છો, તો પણ અત્રથી લખાયેલાં દુર્બળ વાક્યો ઇષ્ટેચ્છાથી તમને અધિક સમાધાન કરો એ શુભેચ્છા ધરાય છે.

પરમકૃપાળુ પરમાત્મા આ દુઃખદ પ્રસંગમાં આવશ્યક ધૈર્ય સદ્વિચાર આદિ તમને સર્વને અર્પો એ જ વૃત્તિનો અંતનો ભાવ છે.

× × ×...ના પત્રથી આપના પૂજ્ય પિતૃશ્રીની શ્રીઇષ્ટસ્વરૂપપ્રતિ નિઃશ્રેયસાર્થે ગતિ થવાના વ્યવહારપક્ષથી દુઃખમય ગણાતા સમાચાર જાણી અધિક અસંતોષ થયો છે. પરંતુ આગમાપાયી ધર્મવાળા આ સંસારમાં વિવેકદૃષ્ટિથી સર્વ જ પ્રસંગે અધિક ન્યૂન દુઃખના હેતુ, આદિ મધ્ય કે અંતે, થયા વિના રહેતા નથી એ વિચારથી વૃત્તિ હૃદયમાં ઉઠતા દુઃખના આવેગને શમાવે છે.

આપના પૂજ્ય પિતારૂપ શિરછત્ર આપને મસ્તકેથી દૂર થવાથી આપને અધિક શોક થાય એ સ્વાભાવિક છે. તેમાં શ્રીઇષ્ટ પરમાત્માના સ્વરૂપાવસ્થાનથી ભાસતી નિરાધારતામાં આપનો આ પ્રકારનો લૈકિક આધાર પણ અદૃષ્ટ થાય, એ અધિક સંતાપને આપનારૂં છે. આપના પૂજ્ય પિતાશ્રી જેમ આપને વ્યવહારમાં પ્રબળ આધાર રૂપ હતા તેમ સૂર્યપુરમાં આ પક્ષના થતા સર્વ વ્યવહારમાં મુખ્ય સલાહકાર હોવાથી તત્રનો વ્યવહાર બહુ સુગમ રીતે

સધાતો. તેથી આપને જેમ કાર્યોમાં એમની પરિપક્વ સલાહના અ-ભાવથી અસંતોષ રહેવાનો સંભવ થયો છે તેમ અત્ર પણ થયો છે. ઇષ્ટેચ્છાઆગળ નિરુપાય થવાય છે.

ઉત્તમ પ્રકારનો વ્યવહાર સાધી, આપના સરખા ઉત્તમ પુત્રને વિદ્યા સદ્ગુણાદિથી ઉત્તમ સ્થિતિમાં સ્થાપીને તથા પૌત્રાદિ પ્રજાના સુખનો અનુભવ કરી આપના પિતૃશ્રીએ દેહાવસાનને જોયો છે. તથા પ્રાપ્ત આયુષ્યમાં વિહિત આચરણાદિથી શ્રીઈશપ્રતિ વૃત્તિના પ્રવાહને વહેતો અનુભવ્યો છે, અર્થાત્ જાણવા યોગ્ય તથા સાધવા યોગ્ય યથાશક્તિ સાધી શ્રીઈશનો અભિમુખતારૂપ અનુભવ એમણે સંપાદન કર્યો છે, એટલે એમના પક્ષથી તો આપણને અસંતોષનું કશું પ્રયોજન નથી. તથાપિ આપણા પક્ષના વિચારથી આપણને થતો આ અસંતોષ કોઇ શુભ હેતુનો સાધક ન હોવાથી સદ્વિવેકથી શમાવવો એ જ ઉચિત છે.

મનુષ્યોને ઉત્તરાવસ્થામાં વાનપ્રસ્થ વા સંન્યાસ જ વિધાન કરાયો છે અને એમ હોવાથી તે લોપ થએલા વિધિનો આજ પ્રચાર હોત તો તો આપના પૂજ્ય પિતૃશ્રીનો આ પૂર્વે પણ આપણને વિયોગ સિદ્ધ જ હોત, પણ શ્રીઇષ્ટાનુગ્રહથી આ ઉત્તરાવસ્થાની અનાસક્ત સ્થિતિ સ્વગૃહે જ અનુભવવાનો પ્રસંગ એમને સાહજિક પ્રાપ્ત થવાથી આપણને શાસ્ત્રસિદ્ધ લાભથી અધિક લાભ મળ્યો છે, એ સંતોષ ધરવા જેવું છે.

સજ્જનોનાં આયુષ ગમે તેટલાં દીર્ઘ હોય તો પણ જ્યારે તેમના દેહનો સંબંધ છુટે છે ત્યારે સ્વજનોને અસંતોષ જ રહે છે, કારણ કે સજ્જનોનું સૌજન્ય સહસા વિસ્મરણ કરાય એવું હોતું નથી. અને આ અસંતોષ એક પક્ષે હેય પણ ગણાય તેમ નથી, કારણ કે એ દ્વારા સજ્જનોના અસંખ્ય ગુણોનું સ્મરણ હૃદયની શુદ્ધિ સાધનાર થાય છે.

શ્રીઇષ્ટપરમાત્માવડે પોષાયલી આપની સુમતિ અનેક સદ્વિચારને પ્રાપ્ત હોવાથી આ પ્રસંગે અત્રથી અધિક લખવા સરખું કશું જ ન હોતું, તો પણ સ્વભાવથી સહજ ઉદ્ગાર કાઢ્યા છે.

શ્રીઇષ્ટ પરમાત્માનું સ્મરણ ચિંતન કરતા પ્રાપ્ત પ્રસંગના અવિકળપણે દ્રષ્ટા થઇ સર્વ સંબંધી જનોને સમાધાન આપતા રહેશો, તથા કુશળતાસૂચક પત્ર લખતા રહેશો.

× × × વ્યવહારના રક્ષક આપણે ઇષ્ટશ્રીને ગણીએ છીએ, એટલે વ્યવહારમગ્ન મનુષ્યોની પેઠે અમુક પ્રસગે અમુક હોય તો જ આપણો વ્યવહાર સુધરે એવી મિથ્યા ભ્રાંતિને આપણે સેવતા નથી. એક કાળે પ્રતીત થતું જગત્ જેમ ક્ષણસ્થાયી છે, તેમ તેના સંબંધથી હૃદયમાં પ્રકટતાં સુખ દુઃખ તથા હર્ષશોકાદિ ષડ્વિકારો પણ ક્ષણસ્થાયી છે. અને તેથી વિવેકીની દૃષ્ટિમાં તે ઉપેક્ષા ધરવા યોગ્ય છે. અને ત્રિકાળ સતસ્વરૂપની ભાવના જ અવિનાશી સુખને અર્પનાર હોવાથી તે જ સદા સેવ્ય છે એ નિશ્ચયવડે કર્તવ્યને સાધતા પ્રસન્ન રહેશો.

× × × ઇષ્ટશ્રી જે જોઇએ તે સમયે સમયે આપ્યા જ કરે છે તો પછી મિથ્યા મમત્વની મર્યાદા વધારવાનું પ્રયોજન નથી.મારા સરખાને નિષ્કિંચન અવસ્થા જ શ્રેયસ્કર છે. પ્રકૃતિ હજી સામાન્ય રહે છે. શ્રીઇષ્ટના અનુગ્રહનું ચિહ્ન માની વૃત્તિ સંતોષ ગ્રહે છે. ઇષ્ટ અને અનિષ્ટમાં સમાન વૃત્તિને અનુભવવાના પ્રસંગો પુનઃ પુનઃ આપી વૃત્તિની દૃઢતા સધાવવી એ આદિ અનેક હિતકર હેતુઓ શ્રીઇષ્ટના હોય છે જે આપણને અગમ્ય છે. તથાપિ એમાં અહિત-સરખું કંઇ નથી જ તેથી સંતોષ એ જ સેવ્ય છે.

લૌકિક દષ્ટિથી અનિષ્ટસરખા ભાસતા પ્રસંગો પણ ઇષ્ટ-સત્તાથી આપણા હિતના જ સર્વદા સાધક થાય છે, એ નિશ્ચય હોવાથી વૃત્તિ સમાધાન ગ્રહે છે. પ્રારબ્ધાનુસાર જ્યાં ત્યાં દેહનો નિર્વાહ થાય છે તેથી નિઃશંકપણે પ્રસન્ન રહેશો.

( અપૂર્ણ.



# ज्ञातिव्यवस्था.

મારા મિત્રને મોટી ઉમરે પ્રાપ્ત થયલા પુત્રના નામકરણના ઉત્સવપર ગયે વર્ષે મારે ભરૂચ જવાનું થયું હતું. એ પ્રાચીન શહેરની મુલાકાત લેવાનો વિચાર હું ઘણા વખતથી કરતો હતો. મારા સદ્‌ગત પિતાજીની બદલી ભરૂચ થયલી, અને તેઓ આખા કુટુંબને લઇને ત્યાં એક વર્ષ રહેલા, એટલે ભરૂચ મેં બિલકુલ જોયું ન હતું એમ ન હતું. પરંતુ તે વખતે મારી ઉમર બાળક હતી, અને વિસ્મરણની કળા મને નાનપણથી જ વરેલી હોવાથી મારા ભરૂચ-જીવનના, મારા અંતઃકરણપર, પાંચ સાત કરતાં વધારે સંસ્કાર પડ્યા ન હતા, અને તે પણ અતિશય આછા. તેથી મારા મિત્રને પુત્રપ્રાપ્તિ થયાના શુભ સમાચાર જ્યારે મને મળ્યા ત્યારે મને એવડો આનંદ થયો. એ પ્રસંગે ભરૂચમાં મારું ત્રણ રાત રહેવાનું થયું હતું. એ માંગલિક બનાવનિમિત્ત મારા તરફથી તેમ જ મારા કુટુંબતરફથી પૂર્ણ રીતે હર્ષપ્રકાશ કર્યા પછી સ્નેહીઓના સંગાથમાં એ પ્રાચીન નગરનું પર્યટન મેં શરુ કર્યું. બંદર નિહાળી નિહાળીને જોયું; નગરના પુરાતન વૈભવનો ખ્યાલ કર્યો; નર્મદાના પ્રાચીન પ્રવાહ અને અર્વાચીન પ્રવાહની તુલના કરી; **त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे** એ રમણીય સ્તોત્રના કર્તા દિગ્વિજયી મહાત્મા શંકરાચાર્યની પુણ્ય મૂર્તિનું માનસિક દર્શન કર્યું; શહેરનાં મકાનની બાંધણી અને જુદા જુદા રસ્તાઓ બારીકીથી જોયા; ચૌટે ચૌટે ફર્યા; અનેક સંભાવિત ગૃહસ્થોને મળ્યા; ઘનપાઠી અગ્નિહોત્રી એક દ્વિજવરના દર્શનનો લાભ લીધો; કેળવણીપરત્વે શહેરની સ્થિતિ નજરે જોઇ, ઇનામના મેળાવડામાં હાજરી આપી, કન્યાઓના સુંદર સંવાદ સાંભળ્યા, કસરત જોઇ અને મધુરકોમલ સંગીતરસનું આસ્વાદન કર્યું; પુસ્તકાલય, વાચનાલય, ઔષધાલય, કસરતશાળાવગેરે અનેક હિતકર જાહેર સંસ્થાઓની મુલાકાત લીધી; નર્મદામાં ધરાઇને ન્હાયા અને તર્યા, તથા હોડીમાં બેસીને સારી પેઠે ફર્યા—ટુંકામાં ત્રણ દિવસ અને ત્રણ રાત કયાં ચાલ્યાં ગયાં તે ખબર જ પડી નહિ. છેવટે છુટા પડવાનો વખત આવી

પહોંચ્યો. હમણાં ગાડી રોજ મોડી આવે છે એમ કહી મારા મિત્રનાં સગાંએ સ્ટેશનપર પા અરધો કલાક મોડા જવાનું મને કહી પોતાનો પ્રેમ બતાવ્યો, પરંતુ મારી રજા પૂરી થતી હોવાથી એ જોખમ વ્હોરવું મને ફાવે એમ ન હતું. સ્ટેશને અમે પહોંચ્યા કે એ મિનિટમાં જ ભ્હાં ભ્હાં ભ્હાં ભ્હાં કરતું એન્જિન આવી પહોંચ્યું. તે દિવસે આગગાડી ઉલટી પોણી મિનિટ વહેલી આવી હતી. મેં મારી બેઠક લીધી. સ્થલકાલને અનુસરતી રીતે મેં અને મારા મિત્રે પરસ્પર પ્રેમનો આવિષ્કાર નેત્રથી કર્યો અને અમે છુટા પડ્યા, આગગાડી ઉપડતાં સ્નેહીઓના મોહક સ્નેહનું પ્રબલ સ્મરણ થઇ આવતાં હૃદય આર્દ્ર થઇ ગયું થોડા વખત પછી સ્વસ્થતા પ્રાપ્ત થતાં ર્ટ્ટટટટ ર્ટ્ટટટટ એ આગગાડીના અખૂટ સંગીતથી કાન ભરાવા લાગ્યા. કન્યાઓનું સંગીત યાદ આવ્યું અને નિસાસો પણ નંખાયો.

મારા ડબ્બામાં મારી સાથે બીજા ત્રણ ગૃહસ્થો બેઠા હતા. વાતચિત શરુ થતાં સમજાયું કે કુંચનરાય નામના સદ્ગૃહસ્થ પોતાની વિલાયતની મુસાફરીથી સ્વદેશ પાછા ફર્યા હતા, અને મોતીલાલ નામના ગૃહસ્થ પોતાના અસીલનો મુકરદમો લડવા માટે પરગામ જતા હતા. એ બંને સદ્ગૃહસ્થોની આકૃતિ સામાન્ય મનુષ્યનું આકર્ષણ કરે એવી હતી, પરંતુ ત્રીજા ગૃહસ્થમાં વિલક્ષણતા એ હતી કે તેમના સામું થોડો વખત ધારી ધારીને જોયા પછી જ તેમના ગુણનું ભાન થાય એમ હતું. તેમનો વેષ બહુ સાદો હતો, પરંતુ તેમનું લખલખ કરતું વિશાળ કપાળ તેમના ઉંચા ભાગ્યને સૂચવતું હતું, અને તેમના નેત્રમાં તેજસ્વિતા અને શાંતતાનું, પ્રેમ અને ટંકારનું અવર્ણનીય પ્રતિબિંબ પડતું હતું. એમણે જ્યારે પોતાનું નામ સુબંધુ એમ જણાવ્યું ત્યારે મને કંઇક ચમકારા જેવું થયું, કારણ કે વિદ્વાન તરીકે સુબંધુનું નામ સારી રીતે પ્રસિદ્ધ હતું પરંતુ તેમના સમાગમનો આ મારે પહેલો જ પ્રસંગ હતો. સુબંધુ અતિશય એકાંતપ્રિય છે, કવચિત્ જ મુસાફરી કરે છે અને છબિ ન પડાવવાની એમણે પ્રતિજ્ઞા લીધી છે એ વગેરે એમની કેટલીક વિચિત્ર ખાસિયતો મને જાણીતી હતી તેથી એ પ્રસંગે મુસાફરીમાં એમને અચાનક મળવાથી મને સવિશેષ આનંદ થાય એ સ્વાભાવિક હતું.

સુબંધુને અને મોતીલાલને અમદાવાદ ઉતરવાનું હતું, કુંચ-

નરાયે વઢવાણની ટિકિટ લીધી હતી અને મારો ઉદ્દેશ વિરમગામ પહોંચવાનો હતો. એટલે અમે બધા અમદાવાદસુધી સાથે હતા. ચમારગામ સ્ટેશન પસાર કર્યા પછી મેં કહ્યું—આ ડબ્બામાં આપણે ચાર જણ છીએ અને પાંચમો આવે તે પહેલાં હાલ જોસભેર ચર્ચાતા અનેક સવાલોમાંથી આપણે કોઇ મુદ્દાનો પ્રસંગ ઉપાડવો જોઇએ.

મોતીલાલે કહ્યું—તમારી દરખાસ્તને મારા તરફનું નમ્ર પણ ભારસહિત અનુમોદન છે.

સુબંધુએ કહ્યું—પાંચમાથી તમે આટલા બધા કેમ ડરો છો? તે બિચારો ગાડીભાડું ભરે અને બેસે એ કાયદેસર છે.

મેં કહ્યું—પણ એ પોતાનો સામાન ક્યાં મુકશે એની મને ફિકર થાય છે.

સુબંધુએ કહ્યું—તમને જ્યારે પાંચમાની આટલી બધી ફિકર થાય છે ત્યારે પરમેશ્વરને તમારી ફિકર નહિ રહે? તે પાંચમાને સામાનવિનાનો જ મોકલશે.

કંચનરાયે કહ્યું—વાહ વાહ! અને તેને માટે બેસવાની પુષ્કળ જગા છે.

સુબંધુ બોલ્યા—અને બીજી દૃષ્ટિથી જોઇએ તો 'પંચ ત્યાં પરમેશ્વર,' અને ચાર પરત્વે તો 'ચંડાળ ચોકડી' અથવા 'ચાર મળે ચોટલા તો ભાંગે ઓટલા.'

મોતીલાલ—પાંચ જ્યાં હોય ત્યાં જો આખા પરમેશ્વર હોય તો પછી ચાર હોય ત્યાં ⅘ પરમેશ્વર હાજરી આપવા બંધાયલા છે.

કંચનરાય—શાબાશ! વકીલ તે આનું નામ!

મેં કહ્યું—ચાર માણસ હોય છતાં એકની બુદ્ધિ બે માણસ જેટલી હોય તો પછી ચાર એ પાંચની બરાબર જ થયા.

સુબંધુ—તો પછી તમારા જ ન્યાયે પાંચ એ પણ કોઇ પ્રસંગે ચારની બરાબર થવા જાય.

મેં કહ્યું—એટલું જ નહિ પણ કોઇ વિરલ પ્રસંગે પાંચ એ શૂન્યની બરાબર પણ થાય.

મોતીલાલ—અર્થાત્ પાંચ મનુષ્યપશુઓની એકી વખતે એક ડબ્બામાં અવસ્થિતિ હોવી એ સંભવની મર્યાદા બહાર જતી વાત નથી.

મેં કહ્યું—જરૂર.

કંચનરાય—મને લાગે છે કે એવા શૂન્યો આપણા દેશમાં લાખો અને કરોડો છે. વિલાયતથી હમણાં જ ચાલ્યો આવું છું. ત્યાં તો જ્યાં જોઇએ ત્યાં પ્રકાશ, પ્રકાશ અને પ્રકાશ! ન મળે અભણ પુરુષ, અભણ સ્ત્રી કે અભણ બાળક!

મોતીલાલ—'કંચનભાઇ! માફ કરજો, એ તો તમે જરા તોપ લગાવો છો. પુરુષ અને સ્ત્રીનું તો ઠીક, પરંતુ બાળક પણ શું વિલાયતમાં કેળવાયલાં અવતરતાં હશે? વારુ, વિલાયતના તમારા થોડાક અનુભવોની પ્રસાદી તો આ તલપતા શ્રોતાવર્ગમાં જરા વહેંચો.

મેં કહ્યું—ટુંકાણમાં કહો વિલાયતમાં તમે કઇ વસ્તુ એવી જોઈ કે જે સંઘરવાથી આપણા દેશનું દળદર ફીટે?

કંચનરાય—ભાઈ સાહેબો! વિલાયતની વાત તે શી કરું! જ્યાં જોઇએ ત્યાં પ્રકાશ, પ્રકાશ અને પ્રકાશ!

મોતીલાલ—એ તો તમે એક વાર કહી ચુકયા છો.

સુબંધુ—અને કિટસનકી જે, આપણે ત્યાં પણ પ્રકાશ વધવાપર છે.

કંચનરાય—વિલાયતમાં મેં જે નજરે જોયું છે તેપરથી મારી પક્કી ખાતરી થઇ છે કે જ્ઞાતિભેદને અભાવે ત્યાંની પ્રજા એકરસ થયલી છે, અને એ એકરસતા જ તે દેશની આશ્ચર્યકારક ઉન્નતિનું મુખ્ય કારણ છે.

મોતીલાલ—જ્યારે આપણો હિંદુસમાજ જ્ઞાતિભેદોને લીધે અનેક નાનામોટા વિભાગોમાં વિભક્ત થયલો છે.

કંચનરાય—'બાર ભૈયા અને તેર ચોકા' જેવી આપણી સ્થિતિ જ્યાં સુધી મટશે નહિ ત્યાં સુધી આપણો દેશ સડેલી અને ગંધાતી સ્થિતિમાં જ રહેવાનો. વિલાયતમાં જ્યાં જોઇએ ત્યાં સ્વતંત્રતા—હરવા ફરવાની, બોલવા ચાલવાની, ખાવાપિવાની સર્વને સર્વ પ્રકારની છુટ! આપણે ત્યાં તો આ થાય ને આ ન થાય, આ ખવાય ને આ ન ખવાય—જ્યાં જોઇએ ત્યાં બંધન, બંધન અને બંધન! થોડી મહેનતે પુષ્કળ અનાજ પાકે એવો આપણો દેશ, તેમાં બ્રાહ્મણો બુદ્ધિશાળી, સ્વાર્થી અને નવરા એટલે તેઓએ બેઠાંબેઠાં વહેમની વજ્રબેડી ઘડી અને જનસમાજને તેથી સિકડી સાતપાતાળી કૂવામાં ઉતારી દીધો. જ્યાં સુધી આપણે એ બેડી તોડીએ નહિ, અને કૂવાની

બહાર નિકળીએ નહિ ત્યાં સુધી આપણો કદાપિ કોઇ રીતે ઉદ્ધાર થવાનો નથી.

મેં કહ્યું—કંચનભાઇએ ગોળો ઠીક ગબડાવ્યો છે! હવે ચર્ચા ચાલવા દો.

સુબંધુ—મને તો લાગે છે કે કંચનરાય! તમારૂં નિરીક્ષણ અને અનુમાન બંને ખામીવાળાં છે.

કંચનરાય—શી રીતે? હું તો એટલેસુધી વધીને કહું છું કે સર્વ મનુષ્યો પરમેશ્વરના પુત્રો છે, અને જ્ઞાતિજેવી બનાવટી રચનાથી તેમને બાંધી લેવા એ પ્રભુના પવિત્ર કાયદાની ક્ષમા ન આપી શકાય એવી અવગણના કરવા બરાબર છે.

સુબંધુ—માફ કરજો, કંચનરાય! એમ જ જો કહેતા હો તો આખી સૃષ્ટિ પ્રભુએ બનાવેલી છે, તેમાં મનુષ્યોનો, કુતરાં બિલ્લાડાંનો, ઘોડાં ગધેડાંનો, વાઘ વરુનો, સિંહ હાથીનો, માંકણ ચાંચડનો પણ સમાવેશ થાય છે. તમે શું એમ કહેવા માગો છો કે મનુષ્યજાતિ અને ઇતર પ્રાણીઓની જાતિના ભેદ બનાવટી છે, અર્થાત્ મનુષ્યે બીજાં પ્રાણીઓપ્રતિ પૂર્ણ ભ્રાતૃભાવથી વર્તવું જોઇએ?

કંચનરાય—ભ્રાતૃભાવનો અર્થ હું એવો લેવા માગું છું કે મનુષ્યે બીજાં પ્રાણીઓ તરફ દયાની લાગણી રાખવી જોઇએ, અને તેમને નાહક કનડવાં જોઇએ નહિ.

સુબંધુ—ત્યારે તો એમાં કંઇ ભેદ નથી. જે બ્રાહ્મણોને તમે જ્ઞાતિની બેડી ઘડનારા કહો છો તેઓ પણ એમ જ કહે છે:

सर्वे भवन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग्भवेत् ॥

સર્વના કલ્યાણ માટેનો આ સંકલ્પ બ્રાહ્મણોએ જ બનાવેલો છે અને હજારો બ્રાહ્મણ આજ પણ એ સંકલ્પ કરે છે, એટલું જ નહિ પણ તર્પણ ક્રિયા કરતી વખતે દેવ, દાનવ, મનુષ્ય, પશુપક્ષી, કીટપતંગ સર્વની તૃપ્તિ ઇચ્છે છે. ભાઇ કંચનરાય! જરા તત્ત્વદૃષ્ટિથી જોશો તો તમને સમજાશે કે સૃષ્ટિમાં ભેદ તથા અભેદ અનિર્વચનીય રીતે વાણાતાણાની પેઠે વણાયલા છે. અખિલ સૃષ્ટિના કર્તા પરમેશ્વર છે, અને વિશ્વમાં પ્રભુ વ્યાપીને રહેલા છે એટલા પૂરતો આખી સૃષ્ટિમાં અભેદ વિલસી રહેલો છે, અને ભેદ જોવા

જઇશું તો તો આપણા મગજને એકદમ ચક્કર આવી જશે, દરેક વ્યક્તિ બીજી સર્વ વ્યક્તિઓથી ભિન્ન છે. બાજરીના કરોડ દાણાનો ઢગલો કરો. આપણી સ્થૂલ દૃષ્ટિને એ દાણા સરખા માલમ પડશે, પણ સૂક્ષ્મદર્શક યંત્રનો ઉપયોગ કરો અને તમે અનહદ આશ્ચર્યથી ચમકી ઉઠશો. કોઇ પણ બે દાણા તમને સર્વાંશે સરખા જણાશે નહિ.

મોતીલાલ--અહો પ્રભુની કેવી લીલા !

સુબંધુ--એટલું જ નહિ પણ સૃષ્ટિનો પ્રત્યેક અણુ બીજા અણુઓથી ભિન્ન હોય છે એમ શાસ્ત્ર કહે છે. વિજ્ઞાનશાસ્ત્ર પણ સાક્ષી પૂરે છે કે દરેક અણુને પોતપોતાનો કિલ્લો હોય છે, અણુઓ વચ્ચે આકર્ષણ થાય છે, પરંતુ કોઇ પણ બે અણુનું કદાપિ આલિંગન થતું નથી.

મોતીલાલ—પરંતુ એટલું તો કહ્યાવિના ચાલશે નહિ કે જ્ઞાતિભેદને લીધે આપણો સમાજ છિન્નભિન્ન થઇ જવામાં કસર રહી નથી.

કંચનરાય—ફલાણાસાથે જમાય, ઢિકણાસાથે ન જમાય; ફલાણાની કન્યા ખપે, ઢિકણાની કન્યા ના ખપે–આવો ફારસ તો દુનિયામાં ભરતભૂમિ શિવાય કોઇ ઠેકાણે ભજવવામાં આવતો નથી.

મોતીલાલ--અને એ ફારસે ઘણે અંશે આપણને પછાતને પછાત રાખ્યા છે.

સુબંધુ--ઇતિહાસની દૃષ્ટિથી જોઇશું તો બંને રીતે તમારૂં મત અસંગત ઠરે છે. જ્ઞાતિભેદ છતાં રામચંદ્ર અને યુધિષ્ઠિરના રાજ્યમાં પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરી આવ્યું હતું. મહારાજા અશોકના વખતમાં પણ આપણા જ્ઞાતિવિભક્ત દેશની સમૃદ્ધિ આશ્ચર્યકારક હતી. એથી ઉલટું, જે પ્રજામાં જ્ઞાતિભેદ નથી, અરે જે પ્રજામાં પચીશ માણસો સાથે બેસી એક થાળીમાં જમી શકે છે તે મુસલમાન પ્રજાની આજે ચીથરેહાલ સ્થિતિ જુઓ ! ક્યાં ગયું તેમનું રાજ્ય, ક્યાં ગઇ તેમની લક્ષ્મી, અને ક્યાં ગયું તેમનું નૂર !

મેં કહ્યું--એટલું તો ખરૂં કે જ્ઞાતિભેદને લીધે જ આપણી ઉન્નતિ અટકી પડી છે એમ સાબીત કરવું મુશ્કેલ છે.

મોતીલાલ--તો પછી સાથે સાથે કહી નાંખો ને કે ઉન્નતિ કેવી રીતે થાય ?

કુંચનરાય--લો, એમાં શું કહેવું હતું? અદષ્ટ ઉપર આધાર રાખવાની કળા પૂરી રીતે કેળવી એટલે પૂરી રીતે ઉન્નતિ થશે.

સુબંધુ—કુંચનરાય! તમે આ વાક્ય મજાકમાં બોલ્યા છો, પરંતુ જાણ્યેઅણજાણ્યે એ સમયે સરસ્વતીએ તમારી જીભઉપર વાસ કર્યો હતો. હું તમને સાબીત કરી આપીશ કે અદષ્ટ તત્ત્વ ઉપર આધાર રાખવાથી ઉન્નતિ થાય છે. આપણે જોયું હતું કે સૃષ્ટિના સર્વ પદાર્થો એકબીજાથી ભિન્ન છે. પરંતુ પરમેશ્વર સર્વના સરજનહાર હોવાથી અભિન્ન પણ છે. પરમેશ્વર એક અભિન્ન છે, અને તેમના સ્રષ્ટાપણાને લીધે તથા વ્યાપકપણાને લીધે સૃષ્ટિ પણ અભિન્ન છે. સૃષ્ટિમાં આ જે અભેદનું તત્ત્વ છે તે આપણે આપણી આંખે જોઇ શકીએ છીએ? એ પ્રભુતત્ત્વ અદષ્ટ છે, અને તેનાઉપર આધાર રાખવાની કળા જે પુરુષ પૂરી રીતે કેળવે છે તે પુરુષ સંસાર તરી જાય છે એમ દુનિયાના સર્વ ધર્મો સાક્ષી પૂરે છે. દેશની ઉન્નતિને પણ એ જ સૂત્ર લાગુ પડે છે. ત્યાં એક દૃષ્ટાંત લો. ગુલાબનાં ફૂલ, ચંબેલીનાં ફૂલ, ગુલદાવદીનાં ફૂલ, કરેણનાં ફૂલ જ્યાં સુધી છૂટાં છૂટાં હશે ત્યાં સુધી સ્થાયી અર્થ સિદ્ધ કરી શકશે નહિ, પરંતુ સૂતરનો દોરો એમાં પરોવો અને એક સુંદર હાર ઉત્પન્ન થશે, જે દેવની મૂર્ત્તિપર ચઢાવી શકાશે અથવા કોઇ મહાપુરુષના કંઠવિષે આરોપી શકાશે. અહિં પણ ફૂલને જોડનાર સૂત્ર અદષ્ટ છે, અને તેનાપર આધાર રાખવાથી અર્થસિદ્ધિ થાય છે. તે પ્રમાણે જ્ઞાતિઓ ભલે અનેક હો, પરંતુ તેમને ગુંથનાર સૂત્ર જો સાબીત હશે તો સમાજનું શ્રેય થશે.

મેં કહ્યું—જ્ઞાતિઓને ગુંથનાર સૂત્ર કયું?

સુબંધુ—જ્ઞાતિઓને ગુંથનાર સૂત્ર ભાવના છે, અને એ સૂત્ર વેદે જ પ્રકટ કરી દીધું છેઃ—

**ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।**
**ऊरू तदस्य यद्वैश्यः पद्भयां शूद्रो अजायत ॥**

પુરુષસૂક્તના આ મંત્રમાં બ્રાહ્મણને પરમેશ્વરનું મુખ કહ્યું છે, તથા ક્ષત્રિયને, વૈશ્યને અને શૂદ્રને અનુક્રમે પરમેશ્વરના બાહુનું, સાથળનું અને ચરણનું રૂપ આપ્યું છે. આથી સ્પષ્ટ થાય છે કે દરેક જ્ઞાતિએ એવી ભાવના કરવી જોઇએ કે વિરાટ્ પુરુષ અથવા સમાજ

અંગી છે, અને આપણે તેના અંગરૂપ છીએ.

કંચનરાય—આ ભાવના તમે ઠીક કાઢી છે !

સુબંધુ—મેં કાઢી નથી પણ મૂળથી જ છે. એ ભાવનાથી જ્ઞાતિઓને એક વાર સજ્જ થવા દો, પછી જુઓ શું બાકી રહે છે ? સમુદાયમાં કે સમાજમાં જ્યાં જ્યાં અનર્થ જોવામાં આવે છે ત્યાં ત્યાં એ ભાવનાનો અભાવ હોય છે; જ્યાં એ ભાવના પ્રબલ હોય છે ત્યાં ઉન્નતિ અને સંપત્તિ ટકી રહે છે.

મોતીલાલ—વાત ગળે ઉતરી જાય એવી લાગે છે તો ખરી. કુટુંબમાં જ જુઓને. એક જ માને ધાવેલા બે ભાઈ જ્યાંસુધી પરણેલા હોતા નથી ત્યાં સુધી સ્નેહસૂત્રથી બંધાઇ એક જ કુટુંબમાં રહે છે, પરંતુ પારકી જણેલીઓ ઘરમાં દાખલ થતાં કુટુંબભાવના શિથિલ થઇ જાય છે, અને જીવન વિષમય થઇ ન જાય માટે બંનેએ છુટા પડવું એ શ્રેયસ્કર મનાય છે.

સુબંધુ—તો કુટુંબથી આગળ ચાલી મહેલ્લો લો. ધારો કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણનાં ઘર એક મહેલ્લામાં છે, અને મધરાતે એક પૈસાપાત્ર વાણિયાને ત્યાં ચોર ઘુસી ગયો છે. શેઠના ઘરનાં માણસ "ચોર ! ચોર !"ની મોટી બુમ પાડે છે. હવે બ્રાહ્મણ, ક્ષત્રિય અને શૂદ્ર સર્વ એમ વિચારે કે એ તો વાણિયાના ઘરનો ચોર છે, તેની સાથે આપણને કંઇ લેવા દેવા નથી, બ્રાહ્મણના ચોરને બ્રાહ્મણ પકડે, ક્ષત્રિયના ચોરને ક્ષત્રિય પકડે, વૈશ્યના ચોરને વૈશ્ય પકડે, અને શૂદ્રના ચોરને શૂદ્ર પકડે—આવી ક્ષુદ્ર સમજ જ્યાં હોય ત્યાં મહેલ્લાનું જીવન કેવી રીતે વિકસિત થવા પામશે ? એથી ઉલટું જે મહેલ્લાના લોકોની એવી વિશાલ ભાવના છે કે બીજાના ઘરમાં પેઠેલો ચોર તે આપણા ઘરમાં જ પેઠેલા ચોરની બરાબર છે, અને બીજાનું સળગેલું ઘર આપણા જ સળગેલા ઘરની બરાબર છે તે લોકો અનેક પ્રકારે પરાક્રમ કરી શકશે.

(અપૂર્ણ.)

**कौशिकराम विघ्नहरराम मेहता.**

---

# श्रीसांख्य दर्शन. (संक्षिप्त वृत्तिसहित)

**ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति जायमानं च पश्येत्**—આદિમાં ઉત્પન્ન થનાર શ્રીકપિલ ઋષિને જે ઉત્પન્ન કરે છે અને ઉત્પન્ન થયેલા એ ઋષિને જે જ્ઞાનવડે ભરે છે તે શ્રીપરમેશ્વર છે એમ જાણવું–એ પ્રકારે જે શ્રીપરમાત્માને કપિલાદિ મહાર્ષિના જન્મ અને જ્ઞાનના કારણરૂપે શ્રુતિ વર્ણવે છે, જેમને પાતંજલો ક્લેશકર્માદિથી અસ્પૃષ્ટ પુરુષવિશેષ કહી બ્રહ્માદિના પણ જ્ઞાનદાતા ગુરુરૂપે પતિપાદન કરે છે તથા જે ભકતોના મૃત્યુસંસારસાગરથી ઉદ્ધર્તા છે તથા પ્રકૃતિના સ્વાતંત્ર્યનો ભંગ થવાના ભયથી કપિલ મતાનુયાયી જેમનો સ્વીકાર કરતાં અચકાય છે છતાં જે સમ સર્વત્ર વ્યાપી રહી પ્રકૃતિરૂપ ચમત્કારને પોતાવિષે પ્રતીત કરાવી તેના ક્ષોભક અને પ્રેરકરૂપે નિર્વિકાર સ્વરૂપે સ્થિત છે તે શ્રીનૃસિંહ પરમાત્માને તથા તેમની અશેષ વિભૂતિઓને આ કાર્યના આરંભમાં અભિમાનના ત્યાગપૂર્વક પ્રણમું છું.

શ્રીકપિલ મુનિ પ્રણીત સાંખ્યશાસ્ત્ર અથવા સાંખ્યદર્શન અને શ્રીપતંજલિપ્રણીત યોગસૂત્ર અથવા યોગદર્શન એ બંને દર્શનો પરસ્પર ઉપકારક છે અને બહુધા એ બંને દર્શનોના સિદ્ધાન્તો સમાન છે. તેથી શ્રીયોગદર્શનનું અન્ય પ્રસંગે વિસ્તારથી પ્રતિપાદન કરવામાં આવ્યું છે. માટે અહિં સાંખ્યસૂત્રને સ્પષ્ટ કરવા પૂરતી જ સંક્ષિપ્ત વૃત્તિ લખવાનો આશય છે. તે તે સિદ્ધાન્તનું વિસ્તારથી યોગદર્શનમાં પ્રતિપાદન કરેલું હોવાથી તેની પુનરૂક્તિ કરવી યોગ્ય ગણી નથી. તેથી એ વિસ્તારના જિજ્ઞાસુએ તે સ્થલે જોવું.

સાંખ્યસૂત્ર અથવા સાંખ્યદર્શનના છ વિભાગ કરવામાં આવ્યા છે અને તે પ્રત્યેકને અધ્યાય નામ આપવામાં આવ્યું છે. ત્યાં પ્રથમાધ્યાયનું પ્રથમસૂત્ર આ પ્રમાણે છે.

**अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ॥१॥**

સૂત્રાર્થઃ—ત્રિવિધ દુઃખની આત્યંતિકી નિવૃત્તિ તે શ્રેષ્ઠ પુરુષાર્થ અર્થાત્ મોક્ષ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે દુઃખ ત્રણ પ્રકારનાં છેઃ (૧) આધ્યા-

ત્મિક, (૨) આધિભૌતિક અને (૩) આધિદૈવિક. ત્યાં આધ્યાત્મિક દુઃખ તે શારીર અને માનસ બે પ્રકારનાં છે. વાતપિત્તાદિના વૈષમ્યથી પ્રતીત થતા વ્યાધિઓ તે શારીર દુઃખ છે અને કામ, ક્રોધ, મોહ, લોભ, ઇર્ષ્યાદિથી ઉત્પન્ન થતા મનના આધિ તે માનસ દુઃખ છે. આ બંને પ્રકારનાં દુઃખ આંતર ઉપાયવડે દૂર થઇ શકે છે તેથી એ બંને આધ્યાત્મિક દુઃખ કહેવાય છે. પશુ, પક્ષિ, સ્થાવરાદિ નિમિત્તથી થતાં દુઃખો આધિભૌતિક દુઃખો છે અને આ લોકથી ઇતર લોકના પદાર્થો જેવા કે ગ્રહ, પિશાચાદિ વડે તથા અતિવૃષ્ટિઆદિથી ઉત્પન્ન થતાં દુઃખો તે આધિદૈવિક દુઃખો છે. આ આધિભૌતિક અને આધિદૈવિક દુઃખો એ બાહ્ય નિમિત્તથી થનાર હોવાથી બાહ્ય દુઃખો ગણાય છે. આ ત્રણે પ્રકારનાં દુઃખો પ્રસંગે આવે છે અને પ્રસંગે નિવૃત્ત થાય છે અને પુનઃ પ્રસંગ પ્રાપ્ત થયે જીવોને પ્રાપ્ત થાય છે. તેથી આ પ્રકારની જે એ દુઃખોની નિવૃત્તિ તે નિવૃત્તિ છે પણ આત્યંતિકી નિવૃત્તિ નથી. એ દુઃખો એવી રીતે નિવૃત્ત થાય કે પુનઃ એ આવે જ નહિ તો તેવી નિવૃત્તિ તે આત્યંતિકી નિવૃત્તિ છે. પુરુષની બુદ્ધિની ઇચ્છાનો વિષય તે પુરુષાર્થ છે. એવા પુરુષાર્થમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર લેવાય છે. એ ચારમાં મોક્ષ જ શ્રેષ્ઠ પુરુષાર્થ છે, પુરુષની બુદ્ધિનું પરમ ઇષ્ટ છે અને તેથી એ મોક્ષ અત્યંત પુરુષાર્થ છે. આ સૂત્રથી એ જણાવ્યું કે આધ્યાત્મિકાદિ ત્રણે પ્રકારનાં દુઃખની આત્યંતિકી નિવૃત્તિ કરવી એ પુરુષની બુદ્ધિનું પરમ ઇષ્ટ હોવાથી શ્રેષ્ઠ પુરુષાર્થ છે.

આ રીતે આ શાસ્ત્રને સંમત મોક્ષનું સ્વરૂપ સ્ફુટ કર્યું. અને અથ શબ્દનો અર્થ આરંભ છે. અથ શબ્દ અને પ્રણવ અને બંનેનો ઉચ્ચાર મંગળનો અર્થ સારે છે તેથી એ ઉચ્ચારમાત્રથી મંગલાચરણ થાય છે. તેથી એ શબ્દનો અર્થ આરંભ છે. અને તેથી એ સૂચવ્યું કે ઉપર પ્રમાણેના મોક્ષનો અને તેની પ્રાપ્તિનાં સાધનોઆદિનો વિચાર આ શાસ્ત્ર આરંભે છે.

આ પ્રકારના મોક્ષની સિદ્ધિ કેવી રીતે થઇ શકે ? એ સિદ્ધિ આ શાસ્ત્રમાં પ્રતિપાદન કરવામાં આવતા, બુદ્ધિ અને પુરુષના ભેદસાક્ષાત્કારરૂપ તત્ત્વજ્ઞાન વડે થાય છે, અને તેથી આ શાસ્ત્રનું પ્રયોજન એ તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કરવાનો છે. અહિં શંકા થશે કે આ પ્રકારના ભેદસાક્ષાત્કારરૂપ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ શા માટે

ઘણા કષ્ટ વડે કરવી; કેમકે એ શિવાય અન્ય અનેક ઉપાયથી એ નિવૃત્તિની સિદ્ધિ થઇ શકે તેમ છે ? શારીર દુઃખોની નિવૃત્તિ ઔષધસેવનથી થઇ શકે છે, કામાદિ જનિત માનસ દુઃખોની નિવૃત્તિ ઉત્તમ સ્ત્રી આદિ વડે થઇ શકે છે. આધિભૌતિક દુઃખોની નિવૃત્તિ નીતિશાસ્ત્રમાં ઉપદિષ્ટ નિર્બાધસ્થાનાદિના સેવનથી થઇ શકે છે અને મણિ, મંત્ર તથા ઔષધાદિનાં સેવનથી આધિદૈવિક દુઃખોની પણ નિવૃત્તિ થઇ શકે છે. વળી આ ઔષધાદિ સેવનરૂપ ઉપાયો સરલ છે અને તત્ત્વજ્ઞાનરૂપ ઉપાય તો ઘણો કષ્ટવડે સાધ્ય થનાર છે. તેથી સુકર ઉપાયથી સિદ્ધ થતા અર્થને માટે કોણ પ્રાજ્ઞ પુરુષ કઠિન ઉપાયોનું સેવન કરે ? કોઇ જ નહિ. તેથી આ શાસ્ત્રનો આરંભ વ્યર્થ છે. આ પ્રકારનો આક્ષેપ થતાં સૂત્રકાર કહે છે કે,

**न दृष्टात्तत्सिद्धिर्निवृत्तेऽप्यनुवृत्तिदर्शनात् ॥ २ ॥**

સૂત્રાર્થઃ—દૃષ્ટ ઔષધ સેવનાદિ ઉપાયો વડે એ પુરુષાર્થની સિદ્ધિ થઇ શકે તેમ નથી કેમકે દુઃખ નિવૃત્ત થયા છતાં પુનઃ તેની અનુવૃત્તિ થતી દેખાય છે.

આ સૂત્રથી એ જણાવ્યું કે ઔષધસેવન, મણિ, મંત્રાદિ દૃષ્ટ ઉપાયો જે સુકર કહ્યા છે તેના વડે દુઃખની આત્યંતિકી નિવૃત્તિરૂપ પુરુષાર્થની સિદ્ધિ થઇ શકે તેમ નથી. કારણ કે ઔષધસેવનથી જ્વરની નિવૃત્તિ થઇ તોપણ પુનઃ જ્વર નહિ જ આવે તેમ થતું નથી. તેથી આ ઉપાયોવડે જે દુઃખનિવૃત્તિ થાય છે તે પુનઃ દુઃખની ઉત્પત્તિની યોગ્યતાવાળી જ નિવૃત્તિ થાય છે અને દુઃખની અનુવૃત્તિ વિશિષ્ટ દુઃખની નિવૃત્તિ નથી અર્થાત્ આત્યંતિકી નિવૃત્તિ નથી. તેથી અસુકર હોય તોપણ પ્રકૃતિપુરુષના ભેદસાક્ષાત્કારરૂપ જે વિવેકખ્યાતિરૂપ તત્ત્વજ્ઞાન તેની જ સિદ્ધિ કરવી આવશ્યક છે.

અહિં શંકા થશે કે ઔષધસેવનાદિથી દુઃખની નિવૃત્તિ થઇ છતાં પુનઃ તે જાતિનું દુઃખ અથવા અન્ય જાતિનાં દુઃખો આવે છે તેથી એ દુઃખનિવૃત્તિ પુરુષાર્થ નથી એમ કહ્યું. પણ તેનું ઉત્તર એ કે પુનઃ દુઃખ આવે તો પુનઃ તે તે દૃષ્ટ ઉપાયનું સેવન કરવું. જો આમ કરવામાં આવે તો શી અડચણ છે ? આ અર્થ જણાવતાં સૂત્રકાર કહે છે કે,

**प्रात्यहिकक्षुत्प्रतीकारवत् तत्प्रतीकारचेष्टनात् पुरुषार्थत्वम् ३**

સૂત્રાર્થઃ—જેમ પ્રતિદિવસ ક્ષુધાની નિવૃત્તિ ભોજનાદિવડે કરાય છે તેમ તે તે દુઃખ ઉત્પન્ન થતાં તેનો તેનો પ્રતીકાર કરવો તેથી એ દુઃખની નિવૃત્તિરૂપ પુરુષાર્થની સિદ્ધિ થઇ શકે તેમ છે.

આ સૂત્રમાં પૂર્વપક્ષીએ એ જણાવ્યું કે જેમ પ્રતિદિવસ ક્ષુધાનું દુઃખ થાય છે અને તેની નિવૃત્તિ પ્રતિદિવસ ભોજન કરવાથી થાય છે અને તેથી એ ક્ષુધાની નિવૃત્તિ પુરુષોને ઇષ્ટ છે તે જ પ્રમાણે એકવાર ઔષધ સેવનાદિથી દુઃખની નિવૃત્તિ થઇ અને તેમ છતાં પુનઃ દુઃખની ઉત્પત્તિ થાય છે તે દુઃખની નિવૃત્તિ માટે પુનઃ તે તે ઔષધસેવનાદિ ઉપાય કરવા અને તે વડે પુનઃ તે તે દુઃખ નિવૃત્તિ સિદ્ધ કરવી એ પણ પુરુષનું ઇષ્ટ છે અર્થાત્ પુરુષાર્થ છે.

આ પૂર્વપક્ષનું ઉત્તર આપવા સિદ્ધાન્તસૂત્ર રચવામાં આવે છે કે **सर्वासंभवात्.**

**सर्वासंभवात् संभवेऽपि सत्ता संभवाद्धेयः प्रमाण कुशलैः ॥४॥**

સૂત્રાર્થઃ—સર્વદા આ દૃષ્ટસાધનોનો સંભવ નથી તેથી, અને સંભવ હોય તોપણ દુઃખની સત્તાનો તો સંભવ છે જ તેથી આ પ્રકારનો પુરુષાર્થ પ્રમાણકુશળ પુરુષોવડે ત્યજવાયોગ્ય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે સર્વ સ્થળે અને સર્વ કાલે ઔષધ, વૈદ્યાદિ દૃષ્ટ સાધનો મળી શકે તેમ નથી તેથી દૃષ્ટ સાધનોનો સદા સર્વત્ર સંભવ નથી પણ અસંભવ છે તેથી એ એ સાધનોવડે દુઃખનિવૃત્તિ સદા સધાય તેમ નથી. આમ છતાં એ સાધનો મળી શકે તેમ છે એમ લઇએ તો પણ દુઃખની વિદ્યમાનતા થયા પછી એ સાધનોનો ઉપયોગ કરાય છે તેથી એ સાધનોવડે સધાતી દુઃખ નિવૃત્તિ દુઃખાનુભવ પછી જ થાય છે. તેથી આ રીતે પણ આ દુઃખનિવૃત્તિ સર્વથા ઇષ્ટ નથી અર્થાત્ દુઃખનિવૃત્તિની જ ઇચ્છા રાખનાર કુશળ પુરુષોવડે એ શ્રેષ્ઠ પુરુષાર્થ ગણવા યોગ્ય નથી.

આ ચતુર્થ તથા તૃતીય સૂત્રનો અર્થ આ પ્રકારે પણ કરવામાં આવે છે. દ્વિતીય સૂત્રમાં કહ્યું કે ઔષધસેવનાદિ ઉપાયોથી અથવા ધનાર્જનાદિ ઉપાયોથી તે તે દુઃખની નિવૃત્તિ થઇ શકતી નથી કેમકે નિવૃત્ત થયા પછી પણ તે તે દુઃખની પુનઃ અનુવૃત્તિ થતી જણાય છે. આ રીતે એ દૃષ્ટ સાધનોવડે કરાતી દુઃખનિવૃત્તિ ઇષ્ટ નથી અર્થાત્ પુરુષાર્થ નથી. ત્યાં શંકા થશે કે એમ છે ત્યારે એ

ઉપાયોને સિદ્ધ કરવા લોકની પ્રવૃત્તિ કેમ થાય છે? જો એ ઇષ્ટ-સાધક નહિ હોય તો એમાં ઇષ્ટબુદ્ધિ નહિ થવી જોઇએ, એને પુરુષાર્થ લોકમાં નહિ ગણવા જોઇએ. આનું ઉત્તર તૃતીય સૂત્રથી એ આપ્યું કે જેમ ક્ષુધાની નિવૃત્તિ પ્રતિદિવસ કરવા મનુષ્યો ભોજનને સેવે છે તેમ આ ધનાર્જનાદિ દ્દષ્ટ ઉપાયોનું સેવન કરે છે તેથી એમાં પુરુષાર્થત્વ છે, પણ એ મુખ્ય પુરુષાર્થત્વ નથી પણ મંદ પુરુષાર્થત્વ માત્ર છે. અને તેમ હોવાથી–ચતુર્થ સૂત્ર જણાવે છે કે–આ દ્દષ્ટસાધનથી થતી દુઃખની નિવૃત્તિને દુઃખાદુઃખનો વિવેક કરનાર શાસ્ત્રમાં નિષ્ણાત પુરુષોવડે દુઃખમાં જ ગણવી ઘટે છે અર્થાત્ ત્યજવા યોગ્ય જ ગણવી ઘટે છે. કારણ કે સર્વ દુઃખની દ્દષ્ટ સાધનવડે નિવૃત્તિ થઇ શકતી નથી અને વળી જે જે દુઃખની નિવૃત્તિનો સંભવ એવાં સાધનોથી આવે છે ત્યાં પણ પ્રતિગ્રહ, પાપઆદિનો અવશ્ય સંભવ હોય છે અર્થાત્ એ સાધનોનો દુઃખ સાથે અવશ્ય સંબંધ હોય છે તેથી પાતંજલયોગદર્શનમાં परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्ति विरोधाच्च सर्वमेव दुःखं विवेकिनः। એ સૂત્રમાં કહ્યા પ્રમાણે આવી દુઃખનિવૃત્તિ પણ દુઃખરૂપ જ ગણવી ઘટે છે, દુઃખના વર્ગમાં જ એનો સમાવેશ કરવો ઘટે છે અને તેથી એ આદરણીય નથી પણ ત્યાજ્ય (હેય) છે.

અહિં શંકા થશે કે દ્દષ્ટસાધનજન્ય દુઃખનિવૃત્તિ માત્ર આમ દુઃખથી સંભિન્ન હોય છે એમ નથી કારણ કે સ્મૃતિ કહે છે કે यन्न दुःखेन संभिन्नं न चग्रस्त मनन्तरन्। अभिलाषोपनीतं च तत्सुखं स्वःपदास्पदम्॥ જે સુખ દુઃખવડે મિશ્રિત નથી, તથા પછી પણ જે દુઃખવડે ગ્રસ્ત થતું નથી તથા જેની અભિલાષા થતાં જે પ્રાપ્ત થાય છે તેવું જે સુખ તે સ્વર્ગમાં વસનારનું હોય છે. તેથી આ દુઃખનિવૃત્તિરૂપ સુખ મુખ્ય પુરુષાર્થ થઇ શકે. આમ પ્રાપ્ત થતાં પંચમ સૂત્ર રચાય છે. અથવા તો દ્દષ્ટ સાધનવડે સધાતી દુઃખનિવૃત્તિ મુખ્ય પુરુષાર્થ નથી તેમાં અન્ય કારણ દર્શાવવા પંચમ સૂત્ર રચાય છે.

## उत्कर्षादपि मोक्षस्य सर्वोत्कर्ष श्रुतेः ॥ ५ ॥

**सूत्रार्थः**—શ્રુતિ મોક્ષને સર્વથી ઉત્કૃષ્ટ કહે છે જેથી મોક્ષરૂપ દુઃખનિવૃત્તિ ઉત્કૃષ્ટહોવાથી તે તે દ્દષ્ટ સાધનવડે સધાતી દુઃખનિવૃત્તિ માટે યત્ન કરવો ઘટતો નથી.

આ સૂત્રથી એ કહ્યું કે શ્રુતિઓ કહે છે કે आत्मलाभान्न परं विद्यते-આત્મલાભરૂપ મોક્ષથી કોઇ પર નથી અર્થત્ એ મોક્ષ જ સર્વોત્કૃષ્ટ છે, न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्ति-શરીરી દશામાં સુખદુઃખની નિવૃત્તિ નથી, अशरीरं वाव सन्तं प्रियाप्रिये न स्पृशतः અશરીરને જ પ્રિયાપ્રિય સ્પર્શ કરતાં નથી. આ આદિ શ્રુતિથી મોક્ષરૂપ દુઃખનિવૃત્તિ તે સર્વોત્કૃષ્ટ છે અને તેથી દૃષ્ટ સાધનવડે સાધ્ય જે રાજ્યલાભાદિ રૂપ દુઃખનિવૃત્તિ તેના કરતાં પણ શ્રેષ્ઠ છે અર્થાત્ એ દૃષ્ટસાધનસાધ્ય દુઃખનિવૃત્તિ કેવળ દુઃખનિવૃત્તિ નથી પણ એમાં પણ દુઃખની ન્યુન ધિક અંશે સત્તા હોય છે. સૂત્રમાં अपि પદ છે તેથી એ સૂચવ્યું છે કે એ રાજ્યલાભાદિ સર્વ ત્રિગુણાત્મક છે તેથી રજોરૂપ પણ છે અને તેથી રજોગુણના કાર્યરૂપ " દુઃખ તે દુઃખરૂપ પણ છે. તેથી આ સર્વ દુઃખનિવૃત્તિ તે દુઃખવડે અમિશ્રિત નથી માટે એને માટે પ્રયત્ન કરવો ઘટતો નથી અર્થાત્ એ દુઃખનિવૃત્તિથી કૃતકૃત્યતા માનવી ઘટતી નથી પણ એથી ઉત્કૃષ્ટ જે દુઃખની આત્યંતિકીનિવૃત્તિ કે જે મુખ્ય પુરુષાર્થ છે તે માટે જ આદર ધરવો ઘટે છે.

અહિં શંકા થશે કે દૃષ્ટ લૌકિક સાધનથી ભલે દુઃખની આત્યંતિકી નિવૃત્તિ ન થાય પણ શ્રુતિ કહે છે કે अयाम सोमं अमृता अयूम-અમે સોમપાન કર્યું અને અમે અમર થયા. તેથી એ આદિ શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે વૈદિક કર્મ રૂપ અદૃષ્ટ સાધનવડે દુઃખની આત્યંતિકી નિવૃત્તિ થઇ શકે તેમ છે. આ શંકા પ્રાપ્ત થતાં કહેવામાં આવે છે કે

अविशेषश्चोभयोः ॥ ६ ॥

સૂત્રાર્થઃ—લૌકિક કર્મ અને વૈદિક કર્મ એ બંને સરખી રીતે મોક્ષના અસાધક છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે દૃષ્ટ સાધનજન્ય દુઃખની નિવૃત્તિ જેમ દુઃખની આત્યંતિકી નિવૃત્તિ નથી તેમ વૈદિકકર્મરૂપ અદૃષ્ટ સાધનવડે થતી દુઃખની નિવૃત્તિ પણ દુઃખની આત્યંતિકી નિવૃત્તિ નથી. જેમ દૃષ્ટ સાધન મોક્ષને સાધનાર નથી તેમ વૈદિક કર્મ રૂપ અદૃષ્ટ સાધન પણ મોક્ષને સાધનાર નથી અર્થાત્ એ બંનેનું એ અંશમાં સામ્ય જ છે. સાંખ્યકારિકામાં આ જ અર્થ કહેતાં જણાવ્યું છે કે दृष्टवदानुश्रविकः सह्यविशुद्धिक्षयातिशययुक्तः ॥ દૃષ્ટ ઉપા-

યની માફક જ વૈદિક યોગાદિઉપાય પણ હિંસાદિથી યુક્ત હોવાથી અશુદ્ધિવાળા છે તથા એનાં ફલ વિનાશી અને અતિશયવાળાં છે. શ્રુતિ પણ કહે છે કે न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेऽमृतत्वमानशुः । तमेव विदित्वाऽतिमृत्युमेति–લૌકિક વૈદિક કર્મ વડે અથવા પ્રજાવડે કે ધનવડે અમૃતત્વરૂપ મોક્ષ મળતો નથી પણ ત્યાગવડે મળે છે. આત્મતત્ત્વનો સાક્ષાત્ કરવાથી જ મૃત્યુરૂપ બંધનું અતિક્રમણ થાય છે અને તે માટે અન્ય ઉપાય નથી, વગેરે. તેથી સોમપાનથી અમૃત થવાનું વચન ગૌણ અમૃતત્વને પ્રબોધે છે.

( આ સૂત્રનો બીજો અર્થ આમ કરવામાં આવે છે. ઉપર કહ્યું મોક્ષમાટે યત્ન કરવો ઘટે છે. ત્યાં મોક્ષ શાથી? અવશ્ય બંધથી જ. એ બંધ સ્વાભાવિક છે કે આગંતુક છે? જો સ્વાભાવિક હોય તો સ્વભાવ નિત્ય હોવાથી બંધનો નાશ થઇ શકે નહિ, અને જો આગંતુક હોય તો બંધ પોતાની મેળે નાશ પામી જશે, તેને માટે યત્નની શી આવશ્યકતા? આમ પ્રાપ્ત થતાં આ સૂત્રથી એ કહ્યું કે બંધ સ્વાભાવિક હોય કે આગંતુક હોય તો પણ બંને પક્ષમાં મોક્ષ તો સમાનપણે ઉપાદેય જ છે અર્થાત્ બંધ મોક્ષની ઉપપત્તિ થઇ શકે છે તેથી મોક્ષ સરખી રીતે ઉપાદેય છે. આ પ્રમાણે પણ આ સૂત્રનો અર્થ કેટલાક કરે છે. આ અર્થ પ્રમાણે બંધની ઉપપત્તિ કરનાર હવેનાં સૂત્રો છે. )

આ પ્રમાણે આ સૂત્રોથી દૃષ્ટ અને અદૃષ્ટ સાધનો સાક્ષાત્ પુરુષાર્થના સાધક નથી એ સિદ્ધ થયું. તો એ પુરુષાર્થનો ઉપાય શો છે તે હવે કહેવો પ્રાપ્ત થાય છે. એ ઉપાય તે વિવેકજ્ઞાન–બુદ્ધિ અથવા પ્રકૃતિ અને પુરુષના ભેદનો સાક્ષાત્કાર–છે. એ વિવેકજ્ઞાન તે સાક્ષાત્ અવિવેકનું વિરોધી છે અને અવિવેક તે દુઃખનો હેતુ છે. તેથી દુઃખરૂપ બંધના હેતુના ઉચ્છેદદ્વારા વિવેક જ્ઞાન મોક્ષનો ઉપાય છે. આ રીતે આ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. એ સ્ફુટ કરવા પ્રથમ દુઃખ રૂપ બંધનું પ્રકરણ સૂત્રકાર આરંભે છે. એ બંધ કેવા પ્રકારનો છે–સ્વાભાવિક છે કે એનો કોઇ હેતુ છે? આ સબંધમાં સૂત્રકાર જણાવે છે કે

**न स्वाभावतो बद्धस्य मोक्षसाधनोपदेशविधिः ॥ ७ ॥**

**સૂત્રાર્થઃ**—જે સ્વભાવથી બદ્ધ છે તેના મોક્ષ માટે સાધનના ઉપદેશનુ અનુષ્ઠાન ઘટતું નથી.

આ સૂત્રમાં એ કહ્યું કે દુઃખયોગ રૂપ બંધ સ્વભાવતઃ નથી. કારણ કે બંધ જો સ્વભાવતઃ હોય, સ્વાભાવિક હોય તો એ બંધથી છુટવા રૂપ મોક્ષનાં સાધનો જે શ્રુતિ અને સ્મૃતિમાં ઉપદેશ કરવામાં આવેલાં છે તે ઘટે તેમ નથી. આનો હેતુ એ છે કે જે સ્વાભાવિક ધર્મ છે તે,તે દ્રવ્યના અંત સુધી તેની સાથે–લાગેલો રહે છે. અગ્નિમાં ઉષ્ણતા સ્વભાવ ધર્મ છે તો જ્યાં પર્યન્ત અગ્નિ વિદ્યમાન હોય છે ત્યાં સુધી ઉષ્ણતા તેમાં રહે છે. અગ્નિથી ઉષ્ણતાનો વિયોગ થઇ શકતો નથી. આ જ પ્રમાણે આત્માને બંધ સ્વાભાવિક હોય તો આત્માથી તેનો વિયોગ કદાપિ થઇ શકે નહિ તેથી એ વિયોગરૂપ મોક્ષનાં સાધનોનો ઉપદેશ કરવો વ્યર્થ થઇ પડે. ઇશ્વર ગીતામાં કહ્યું છે કે

यद्यात्मा मलिनोऽस्वच्छो विकारी स्यात् स्वभावतः।
नहि तस्य भवेन्मुक्तिर्जन्मान्तर शतैरपि ॥

જો આત્મા સ્વભાવથી જ મલિન હોય, અસ્વચ્છ હોય અને વિકારી હોય તો શત જન્માન્તરવડે પણ એને મોક્ષ થઇ શકે નહિ. તેથી બંધ સ્વાભાવિક નથી. અહિં જેની ઉત્પત્તિમ કારણનો વિલંબ થતાં જેની વિદ્યમાનતાને લીધે વિલંબ થતો ન તે તેનું સ્વાભાવિક છે એ સ્વાભાવિકનો અર્થ છે. અહિં કોઇને શંકા થશે કે બંધ સ્વાભાવિક હોય તો પણ આત્મનાશથી એનો ઉચ્છેદ થઇ શકે તો એ યોગ્ય નથી. હું બદ્ધ છું તે મુક્ત થઉં એવી ઇચ્છા સર્વને હોય છે અને તેમાં જેનામાં બંધ છે તેનામાં જ મોક્ષ હોવો જોઇએ. એમ હોય છે તો જ એ પુરુષાર્થ , પુરુષની ઇચ્છાનો વિષય છે. તેથી પુરુષમાં બંધ અને પુરુષનાશમાં મોક્ષ એમ હોય તો એ પુરુષાર્થરૂપ જ નથી. તેથી બંધ સ્વાભાવિક હોઇ શકે નહિ.

અહિં પૂર્વપક્ષી કહેશે કે બંધ સ્વાભાવિક હોય તો એમ કહ્યું કે મોક્ષસાધનના ઉપદેશનું અનનુષ્ઠાન પ્રાપ્ત થાય છે. તો ભલે એ અનનુષ્ઠાન હોવું એનું તેમાં શી ગતિ છે? એનું ઉત્તર હવે આપે છે.

स्वभावस्यानपायित्वादननुष्ठानलक्षणमप्रामाण्यम् ॥८॥

સૂત્રાર્થઃ—સ્વભાવ અવિનાશી હોવાથી શ્રુત્યર્થનું અનુષ્ઠાન નહિ થશે એટલે તેનું અનનુષ્ઠાનરૂપ અપ્રામાણ્ય પ્રાપ્ત થશે.

આ સૂત્રમાં એ કહ્યું કે અગ્નિનો ઉષ્ણતા સ્વભાવ છે તે જ્યાં પર્યન્ત અગ્નિ રહે છે ત્યાં સુધી એ સ્વભાવ વિદ્યમાન રહે છે તેમ સર્વત્ર જે જેનો સ્વભાવ હોય તે તેના અસ્તિત્વપર્યન્ત વિદ્યમાન રહે છે. તેથી બંધ આત્માના સ્વભાવરૂપ હોય તો વિદ્યમાનતા પર્યન્ત બંધની સ્થિતિ રહે એટલે મોક્ષનો અસંભવ થયો. તો પછી એ અસંભવિત અર્થરૂપ મોક્ષનાં સાધનો જે શ્રુતિમાં પ્રતિપાદન કરાયાં છે તે શ્રુતિ અપ્રમાણ ઠરશે. તાત્પર્ય કે એ સાધન અનુષ્ઠાન એ દોષરૂપ છે અને તેથી એ અપ્રામાણ્યરૂપ દોષની આ મનમાં પ્રાપ્તિ થાય છે.

અહિં પૂર્વ પક્ષી કહેશે કે એ અપ્રામાણ્યની પ્રાપ્તિ થતી નથી, કારણ કે શ્રુતિમાં એ સાધનનું વિધાન થયેલું છે તેટલાથી જ એ સાધનનું અનુષ્ઠાન કરવા પ્રવૃત્તિ થઇ શકે. આનું ઉત્તર હવે આપે છે.

न ह्यशक्योपदेशविधिरुपदिष्टेऽप्यनुपदेशः ॥ ९ ॥

સૂત્રાર્થઃ—અશકય ફ્લમાટે કરાયેલા ઉપદેશનું અનુષ્ઠાન સંભવતું જ નથી કેમકે અશકયના ઉપાયનુ વિધાન કરાયા છતાં પણ તે ઉપદેશાભાસ જ રહે છે.

આ સૂત્રમાં એ કહ્યું કે અમુક ફ્લ અસંભવિત છે એ એકવાર નિશ્ચય થયો તો પછી એ ફ્લની પ્રાપ્તિમાટે કોઇ પણ ઉપદેશનું અનુષ્ઠાન થઇ શકતું નથી. તેથી એવા ફળ માટે સાધનનો ઉપદેશ કરેલો જણાય તોપણ તે ઉપદેશ ઉપદેશ રહેતો નથી પણ ઉપદેશાભાસજ થઇ રહે છે કેમકે बाधितमर्थं वेदोऽपि न बोधयति—જે અર્થ ઇતર પ્રમાણોથી બાધિત સિદ્ધ થયો છે તેનો બોધ વેદ પણ કરી શકતો નથી એ ન્યાય છે. તેથી એ ઉપદેશ આભાસરૂપ ઠરવાથી એ ઉપદેશને લીધે અનુષ્ઠાન થવાનો સંભવ રહેતો નથી. તેથી બંધ સ્વભાવસિદ્ધ હોય તો અનનુષ્ઠાનરૂપ અપ્રામાણ્યની પ્રાપ્તિ અવશ્ય થાય છે.

આ વિષયમાં પૂર્વપક્ષી અન્ય શંકા કરે છે.

शुक्लपटवद् बीजवच्चेत् ॥ १० ॥

સૂત્રાર્થઃ—શુકલ પટની અને બીજની માફક સ્વાભાવિક ધર્મનો અપાય થઇ શકે છે.

આ સૂત્રમાં પૂર્વપક્ષીએ એવું કહ્યું કે સ્વાભાવિકનો અપાય થતો નથી એમ નથી. શુકલ પટમાં શુકલત્વરૂપ ધર્મ સ્વાભાવિક છે

છતાં એ પટપર રંગ ચઢાવવામાં આવે છે ત્યારે એ શુકલત્વ ધર્મ જતો રહે છે. બીજમાં અંકુરને ઉત્પન્ન કરવાની શક્તિ સ્વાભાવિક છે છતાં એ બીજને શેકવામાં આવે છે તો પછી અગ્નિને લીધે એની અંકુરોત્પાદક શક્તિ જતી રહે છે. આ પ્રમાણે બંધ સ્વાભાવિક માનીએ તોપણ એનું અપનયન થઈ શકે અને તેથી અશક્યાર્થને માટે ઉપદેશ છે એમ કહી શકાય નહિ.

આ આક્ષેપનું હવે ખંડન કરે છે.

**शक्त्युद्भवानुद्भवाभ्यां नाशक्योपदेशः ॥ ११ ॥**

સૂત્રાર્થઃ—શક્તિનો આવિર્ભાવ અને તિરોભાવ માત્ર થતો હોવાથી અશક્યસાધન માટે ઉપદેશ થઇ શકતો નથી.

આ સૂત્રમાં એ કહ્યું કે પૂર્વપક્ષીએ બે દૃષ્ટાન્ત આપ્યાં છે, તે બંનેમાં શક્તિનો અવિર્ભાવ અને તિરોભાવમાત્ર થાય છે. શુકલ પટના શુકલત્વનો બીજો રંગ ચઢાવવાથી તિરોભાવમાત્ર થાય છે અને અત્યંત નાશ થતો નથી. કેમકે એકવાર તે રંગ ચઢાવ્યા પછી રજક તે પટને પુનઃ શુકલ કરી શકે છે. હવે જો શુકલત્વરૂપ ધર્મનો અત્યંત નાશ થયો હોય તો તેનો પુનઃ આવિર્ભાવ થઇ શકે નહિ આજ પ્રમાણે ભ્રષ્ટ બીજકમાં અંકુરોત્પાદકશક્તિનો અગ્નિવડે તિરોભાવ માત્ર થાય છે અને અત્યંત નાશ થતો નથી. એવાં બીજકો પણ યોગૈશ્વર્યસંપન્ન પુરુષના સંકલ્પ થતાં પુનઃ અંકુરને ઉત્પન્ન કરી શકે છે. જો અંકુરોત્પાદક શક્તિનો અત્યંત નાશ થયો હોય તો એ થઇ શકે નહિ. આ રીતે એ બંને દૃષ્ટાન્તમાં તે તે સ્વાભાવિક ધર્મનો તિરોભાવ માત્ર કરાય છે અને નાશ કરાતો નથી અને તેથી જ તેનો તેનો પુનર્ આવિર્ભાવ થઇ શકે છે તેથી એ બંનેમાં અશક્યાર્થ કોઇ નથી. મોક્ષ એ પુરુષમાં દુઃખશક્તિનો તિરોભાવ માત્ર નથી પણ આત્યંતિકી નિવૃત્તિ છે. જો દુઃખશક્તિના તિરોભાવ માત્રને મોક્ષ લેવામાં આવે તો એનું લોકમાં પુરુષાર્થપણું સ્વીકારાય છે તે જતું રહે છે. અને કદાપિ દુઃખ નહિ થાઓ, અને દુઃખની આત્યંતિકી નિવૃત્તિ થાઓ એ જ જીવ સામાન્યની ઇચ્છા છે, અને મને દુઃખનો અમુક સમય પર્યન્ત અથવા અમુક નિમિત્ત પર્યન્ત તિરોભાવ થઇ રહો એવી ઇચ્છા નથી. શ્રુતિસ્મૃતિમાં પણ દુઃખના તિરોભાવને મોક્ષ ગણાવવામાં આવતો નથી પણ દુઃખની આત્યંતિકી નિવૃત્તિને જ મોક્ષ ગણવામાં આવે છે, જો દુઃખનો તિરો-

ભાવ માત્ર મોક્ષ ગણુવામાં આવે તો, તેથી શુકલાયનો અપાય થયા છતાં પુનઃ તેનો આવિર્ભાવ થઇ રહે છે અને બીજમાં અંકુરોત્પાદક શક્તિનો તિરોભાવ થયા છતાં પુનઃ તેનો આવિર્ભાવ થઇ શકે છે તેમ, એવા મોક્ષને પામેલામાં પુનઃ દુઃખરૂપ બંધનો અવિર્ભાવ થવાનો સંભવ આવે. તેથી મોક્ષ પુનરાવૃત્તિવાળો નથી એ પ્રકારની શ્રુતિસ્મૃત્તિનો બાધ થાય અને મોક્ષ દુઃખના પુનસદ્દભાવવાળો હોવાનો સંભવ છે એવી શંકા પ્રાપ્ત થતાં જીવોની એને માટે પ્રવૃત્તિ નહિ થાય. તેથી મોક્ષ એ બંધશક્તિના તિરોભાવરૂપ નથી પણ અત્યંત ઉચ્છેદરૂપ છે તેથી બંધ સ્વાભાવિક હોય તો તેનો અપાય અશકય છે અને તેથી અશકયોપદેશ થાય નહિ એ પૂર્વનું કથન યોગ્યજ સિદ્ધ થાય છે. તેથી બંધ સ્વાભાવિક નથી એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે બંધ સ્વાભાવિક નથી એ સૂત્રકારે સિદ્ધ કર્યું. હવે એ બંધ નૈમિત્તિક પણ નથી એ સિદ્ધ કરે છે. ત્યાં બંધનાં કલ્પીશકાતાં નિમિતોમાંથી પ્રથમ કામરૂપ નિમિત્ત લઇ તેનું ખંડન કરે છે.

न कालयोगतो व्यापिनो नित्यस्य सर्वसंबन्धात् ॥१२॥

**સૂત્રાર્થઃ**—કાલના સંબંધને લીધે પુરુષમાં બંધ હોવો સંભવતો નથી કેમકે કાલ વ્યાપક છે અને નિત્ય છે તેથી સર્વ સાથે એનો સંબંધ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે પુરુષમાં કાલસંબંધપ્રયુક્ત,કાલસંબંધને નિમિત્તે, બંધ હોવો ઘટતો નથી. કેમકે કાલ તો સર્વ વ્યાપક અને નિત્ય છે તેથી સર્વદા સર્વાવચ્છેદથી મુક્ત અને અમુક્ત બધાસાથે સંબંધવાળો છે. તેથી જો કાલ સંબંધ બંધનું નિમિત્ત હોય તો એ સંબધ જેમ અયુક્ત એટલે બદ્ધ પુરૂષો સાથે છે તેજ પ્રમાણે મુક્ત પુરૂષોસાથે પણ છે. તેથી એના નિમિત્તનો બંધ હોય તો બદ્ધની માફક મુક્તમાં પણ એ બંધ હોવો જોઇએ અર્થાત્ મુક્ત પુરૂષો જ થઈ શકે નહિ.

આ સ્થલે એ સ્પષ્ટ કરવાની જરૂર છે કે સાંખ્ય સિદ્ધાન્ત પ્રમાણે પુરુષમાં ઉપાધિ પ્રયુક્ત બંધ માન્યો છે. કાલ, દેશ, કર્મ આદિ સામાન્ય નિમિત્તરૂપ છે એ શ્રુતિસ્મૃતિમાં સિદ્ધ છે અને તેથી અહિં જે કહેવામાં આવે છે કે કાલનિમિત્તક બંધ નથી, દેશનિમિત્તક બંધ નથી વગેરે તેનો અર્થ એવો નથી કે દેશકાલાદિ બંધના નિમિત્ત સામાન્ય નથી પણ એટલો જ અર્થ છે કે જેમ

પાક રૂપાદિમાં પાકજન્યત્વ છે એટલે કે એ રૂપાદિ પાકનિમિત્તક છે તે પ્રમાણે બંધનું જે અવિશેષ નિમિત્ત તે કાલાદિ નથી.

ઉપર કહ્યું કે કાલસંબંધજન્ય બંધ નથી. ત્યાં શંકા થશે કે કાલસંબંધજન્ય બંધ હોય તો પણ જે સહકારીની અપેક્ષા બંધની ઉત્પત્તિમાં હોય તે સહકારીનું સમવધાન બદ્ધ પુરુષોમાં હોવાથી કામનિમિત્તવડે બદ્ધ પુરુષોમાં બંધ હોય અને તે સહકારીનું સમવધાન મુક્ત પુરુષોમાં નહિ હોવાથી ત્યાં બંધ નહિ હોઇ શકે. તાત્પર્ય કે સહકારીનો ભાવ અને અભાવ લેવાથી બદ્ધ અને મુક્ત પુરુષોની વ્યવસ્થા આ મતમાં પણ કરી શકાય તેમ છે. આમ કહેવામાં આવે તો તે યોગ્ય નથી કેમકે તેમ હોય તો પછી એ સહકારીને જ બંધના નિમિત્ત લેવાં જોઇએ અને કાલને નહિ લેવો જોઇએ. કાલને અધિક નિમિત્ત વિશેષ કલ્પવામાં સ્પષ્ટ રીતે ગૌરવ છે. તેથી કાલરૂપનિમિત્તવડે પુરુષમાં બંધ હોઇ શકતો નથી એ સિદ્ધ થાય છે.

આજ પ્રમાણે દેશરૂપ નિમિત્તને લઇને પણ બંધ હોઇ શકે નહિ એ હવે કહે છે.

न देशयोगतोऽप्यस्मात् ॥ १३ ॥

**સૂત્રાર્થઃ**—દેશના સંબંધને લીધે પણ બંધ હોઇ શકે નહિ કેમકે તેમાં પણ ઉપર કહેલાં જ કારણો પ્રતિબંધક છે.

સૂત્રાર્થ સ્પષ્ટ છે.

હવે અવસ્થાને લીધે પણ બંધ હોઇ શકે નહિ એ કહે છે.

नावस्थातो देहधर्मत्वात्तस्याः ॥ १४ ॥

**સૂત્રાર્થઃ**—અવસ્થાને લીધે પણ પુરુષમાં બંધ હોવો ઉચિત નથી કારણ કે અવસ્થા દેહના ધર્મરૂપ છે અને પુરુષના ધર્મરૂપ નથી.

આ સૂત્રમાં એ કહ્યું કે અવસ્થાને લઇને પણ પુરુષમાં બંધ હોઈ શકે નહિ. કેમકે અવસ્થા એટલે શરીરની અમુક સ્થિતિવિશેષ. એ અવસ્થા શરીરના ધર્મરૂપ છે અર્થાત્ અચેતનના ધર્મરૂપ છે અને એક વસ્તુનો જે ધર્મ તે, તે વસ્તુગત કોઇ સ્થિતિનું કારણ હોઇ શકે, પણ તેનાથી અન્ય ગમે તેનું કારણ હોઇ શકે નહિ. તેમ થાય તો એક દેહની અવસ્થા જેમ તે બદ્ધ પુરુષના બંધનું નિમિત્ત થાય તેમ અન્ય ( મુક્ત ) પુરુષનાં બંધનું પણ નિમિત્ત થઇ શકે. તેથી દેહથી પુરુષ ભિન્ન છે માટે દેહના ધર્મરૂપ અવસ્થા તે પુરુષગત બંધનું

નિમિત્ત ન થાય કેમકે એ દેહનો ધર્મ છે.

અહિં પૂર્વપક્ષી કહેશે કે દેહના ધર્મરૂપ દેહની અવસ્થા ભલે પુરુષના બંધનો હેતુ નહિ થાય, પણ પુરુષની અવસ્થા પુરુષના બંધનું નિમિત્ત થઈ શકતાં શી અડચણ છે? આનું ઉત્તર હવે આપે છે.

असङ्गोऽयं पुरुष इति ॥ १५ ॥

સૂત્રાર્થ:—આ પુરુષ અસંગ છે તેથી અવસ્થા દેહની હોઇ શકે અને પુરુષની નહિ હોઇ શકે અને તેથી પુરુષના બંધનું નિમિત્ત થઇ શકે નહિ.

આ સૂત્રમાં એ કહ્યું કે પુરુષને જો અવસ્થા હોય તો કદાપિ તે પુરુષગત બંધનું નિમિત્ત કલ્પવાનો પ્રસંગ આવે. પણ પુરુષને અવસ્થા જ નથી. કારણ કે અવસ્થા એ તે તે વસ્તુના વિકારરૂપ છે. દધિ એ દુગ્ધની અવસ્થા વિશેષ છે અર્થાત્ દધિ એ દુગ્ધનો વિકાર છે. મનુષ્યમાં યૌવનાદિ અવસ્થા છે તે માનુષ શરીરના જ વિકાર વિશેષો છે. પુરુષના સંબંધમાં તો શ્રુતિ કહે છે કે असङ्गोऽयं पुरुषः—આ પુરુષ તત્ત્વ અસંગ છે, સંગરહિત છે. હવે જો અવસ્થા હોય તો તે અવસ્થારૂપ વિકારનો હેતુ જે સંયોગ તે સંયોગ થવો જોઇએ. એ સંયોગનું નામ જ સંગ છે. તેથી પુરુષને સંગ હોવો જોઇએ. પણ પુરુષ અસંગ છે એમ શ્રુતિ કહે છે તેથી પુરુષને સંગ નથી, વિકારના હેતુરૂપ સંયોગ વિશેષ નથી અર્થાત્ અવસ્થા નથી. તેથી પુરુષની અવસ્થા નહિ હોવાથી એ અવસ્થા બંધનું નિમિત્ત થઇ શકે નહિ એ સિદ્ધ થાય છે.

આ રીતે અવસ્થાનું નિમિતત્વ ખંડન કરી હવે કર્મ બંધના નિમિત્તરૂપ છે એ સંભાવનાનું સૂત્રકાર ખંડન કરે છે.

न कर्मणान्यधर्मत्वादति प्रसक्तेश्च ॥१६॥

સૂત્રાર્થ:—કર્મને લીધે પુરુષમાં બંધ હોઇ શકે નહિ કેમકે કર્મ પુરુષથી અન્ય પદાર્થના ધર્મરૂપ છે અને વળી એમ લેવામાં અતિપ્રસંગરૂપ દોષ આવે છે.

આ સૂત્રમાં એ કહ્યું કે વિહિત અને નિષિદ્ધરૂપ કર્મો પોતાનું ફલ અવશ્ય આપે છે અને તેથી એ ફલરૂપ દુઃખાનુભવ પુરુષને કરવો પડે છે તેથી કર્મ પુરુષના બંધનું કારણ છે. આમ જો કોઇ કહે તો તે સત્ય નથી. કારણ કે વિધાન કરેલી અને નિષિદ્ધ કરાયેલી ક્રિયા વડે ઉત્પન્ન થનાર ધર્માધર્મરૂપ સંસ્કારો ચિત્તમાં રહે

છે તેથી ચિત્તના ધર્મરૂપ છે અર્થાત્ પુરુષથી અન્ય જે અચેતન ચિત્ત અથવા બુદ્ધિ તેના ધર્મરૂપ છે. તેથી એને લીધે બંધ થાય તો ચિત્તને થાય અને તેનાથી અન્ય પુરુષને થઇ શકે નહિ. એકના ધર્મને લીધે અન્યને બંધ થાય એમ સ્વીકારવામાં આવે તો મુક્તને પણ બંધની પ્રાપ્તિનો સંભવ આવે છે. તેથી આ મત યોગ્ય નથી.

અહિં એવું કહેવામાં આવે કે પોતપોતાની ઉપાધિના ધર્મથી તેને તેને બંધ થાય છે, એટલે જે પુરુષના ઉપાધિરૂપ જે ચિત્ત હોય તે ચિત્તના ધર્મથી તે-પુરુષને બંધ થાય અને અન્ય પુરુષ કે જેના ઉપાધિરૂપ તે ચિત્ત નથી તેને બંધ નહિ થાય આમ લેવામાં આવે તો મુક્ત પુરુષના ઉપાધિરૂપ કોઇ ચિત્ત વિદ્યમાન રહેતું નથી તેથી મુક્ત પુરુષને બંધની પ્રાપ્તિ ઉપર કહી તે આવી શકતી નથી. આ પ્રમાણે કહેવામાં આવે તો તે પણ અયુક્ત છે કેમકે એમ લેતાં પણ પ્રલયાદિમાં પુરુષને બંધની પ્રાપ્તિ આવે છે કેમકે તે સમયે પુરુષનું ઉપાધિરૂપ ચિત્ત અત્યંત નાશને પામી જતું નથી, અર્થાત્ એમ લેતાં આ અતિપ્રસંગરૂપ દોષ આવે છે. આટલું જ નહિ પણ ઉપરની અડચણ તો રહે જ છે કે એકના ધર્મથી અન્યને બંધ કેવી રીતે થાય. તેથી કર્મ બંધનું નિમિત્ત નથી એ સમજાય છે.

અહિં કહેવામાં આવશે કે કર્મ જ્યારે ચિત્તનાં છે. ત્યારે કર્મનું જે અધિકરણ તે જ કર્મફલ રૂપ દુઃખભોગનું અધિકરણ લેવું એટલે કે કર્મ ચિત્તનાં અને બંધ પણ ચિત્તનો એમ લેવું યોગ્ય છે કેમકે દુઃખ ચિત્તનો ધર્મ છે એ સિદ્ધ છે. તેમ લેતાં ઉપર કરેલી અડચણ રહેતી નથી. તો તેમ નહિ લેતાં પુરુષને પણ બંધ છે એમ શા માટે સ્વીકારવું ? આ શંકાનું ઉત્તર હવે સૂત્રકાર આપેછે.

विचित्रभोगानुपपत्ति रन्यधर्मत्वे ॥१७॥

સૂત્રાર્થઃ—દુઃખયોગરૂપ બંધ ચિત્તમાત્રનો જ ધર્મ છે એમ લેવામાં આવે તો કોઇ પુરુષ દુઃખ ભોક્તા છે, કોઇ સુખ ભોક્તા છે એ રીતે જે વિચિત્ર ( ભિન્ન ભિન્ન ) ભોગ થાય છે તેની અનુપપત્તિ થઇ રહે છે.

( અપૂર્ણ. )

ડેકીસનદાસ જેઠાભાઈ કણીયા.

# योगिनीकुमारी

## ( પ્રથમ વિભાગ. )

શ્રી મહાકાલમાં પ્રસિદ્ધ થયેલી 'યોગિની' નામની અત્યંત રસવાળી વાર્તાને પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે. જ્યારથી મહાકાલમાં આ વાર્તા પ્રકટ થઈ ત્યારથી તેનાં હજારો ગ્રાહક વધ્યાં હતાં. અને એ અંકો અનેક મનુષ્યોમાં વંચાતા હતા. તમે તે વાંચી હોય તો પણ છૂટક છૂટક વાંચેલી હશે, પરંતુ આમ ગ્રંથ રૂપે પ્રસિદ્ધ થયેલી સાથે સાથે વાંચવાથી કોઈ જુદા જ પ્રકારનો રસ ઉપજશે. આ વાર્તા વાંચ્યા પછી જ ખરી વાર્તા કેવી હોવી જોઈએ તેનો તમને ખ્યાલ આવશે.

આ પુસ્તક તમારા ઘરમાં હશે તો નક્કી માનજો કે તમે અનેક પ્રકારનાં દુઃખ શોકથી મુક્ત જ છો.

મૂલ્ય રૂ. ૧-૪-૦; પોસ્ટેજ ૦-૨-૦.

સરનામું—વ્યવસ્થાપક, મહાકાલ.

વડોદરા.

# નવીન ગ્રંથો.

| | |
|---|---|
| મંગલપ્રેરિતસંદેશ અથવા દૂરદર્શક. | |
| તેનું અદ્ભુત પ્રકાશન. | રૂ. ૧— |
| શ્રી દિવ્યમૂર્તિ. | રૂ. ૧— |
| સદ્બોધસ્રવન્તી. | રૂ. ૦—૪—૦ |
| સાધન શ્રેણી ( અષ્ટાદશ સાધન સમારંભ નિમિત્ત | રૂ. ૦-૧૨-૦ |
| શ્રી સુદામાખ્યાન. | રૂ. ૦—૪—૦ |
| વિજ્ઞાનની રસિક વાર્તાઓ. | રૂ. ૦-૧૨-૦ |
| શ્રીસદુપદેશ શ્રેણી-સદુપદેશ ૩૪ મો. | રૂ ૦—૮—૦ |
| ” ” ” ૩૫ મો. | રૂ. ૦—૮—૦ |
| ” ” ” ૩૬ મો. | રૂ. ૦—૮—૦ |

---

શ્રી મહાકાલના પાછલાં વર્ષ ૨૦ થી ૨૬ સુધીની ફાઇલો તૈયાર છે. મૂલ્ય પ્રત્યેક ફાઇલનું રૂ. ૨-૦-૦.

વ્યવસ્થાપક “મહાકાલ” વડોદરા.

---